# प्रथमावृत्तिनी प्रस्तावना



અલંકાર એ શબ્દ સંસ્કૃત ભાષાનો છે. એનો મૂળ અર્થ શોભા આપનાર એવો થાય છે. મનુષ્યનાં શરીરને સુવર્ણાદિક ધાતુનાં, તેમ જ મણિમુક્તાદિકનાં વિવિધ ભૂષણના યોગે શોભા પ્રાપ્ત થાય છે તેથી તેમને અલંકાર એમ કહે છે. તેજ પ્રમાણે વાણીને શોભાવનાર જે શબ્દ તથા અર્થને વિષે રહેલા ધર્મ, તેમને પણ અલંકાર એમ કહે છે.

એ અલંકારોની ઉત્પત્તિવિષે એક વિદ્વાન્ કહે છે કે, 'ભાષાના પ્રથમ ઉદયકાળે મનુષ્યોએ જે વિવિધ વસ્તુઓ અથવા પદાર્થો જોયા અથવા તેમના ધ્યાનમાં આવ્યા તેને તેઓએ નામ આપવા માંડ્યાં. એમ કરતાં જેમ જેમ તેમની વસ્તુ સંબંધી, તેમ જ માનસિક વિચારો, વિકારો અથવા તરગો સંબંધી ઓળખ વધતી ગઈ, તેમ તેમ તેમના નામોના અથવા શબ્દોના સંગ્રહમાં પણ વધારો થતો ગયો.' હવે જો આપણે વિચાર કરીશું તો એમ જણાશે કે પદાર્થો અથવા મનુષ્યોનાં અંતઃકરણમાં ઉપજતા વિવિધ વિચારો, વિકારો અથવા તરગોની યથાર્થ પ્રતિમા, માનવી પ્રાણીઓની અંતરદૃષ્ટિ આગળ, શુદ્ધરૂપે ઉભી કરવાને કોઈપણ ભાષા કાંઈ વિલક્ષણ એવાં સાધન અથવા માર્ગનું ગ્રહણ કર્યાવિના શક્તિવાન્ હોવાનો સંભવ નથી. જગતમાં એવી વિસ્તીર્ણ તો કોઈપણ ભાષા નહિ હોય કે, જેમાં દરેક મનોવૃત્તિ કિંવા માનસિક તરગવિષે જૂદોજ શબ્દ મળી આવે. એ ઉપરથી એવું અનુમાન થાય છે કે, જેનો છેડો જ ન આવે એવી રીતે, શબ્દસંખ્યામાં વૃદ્ધિ કરી નાંખવાના

શ્રમમાં જેથી ઘટાડો થાય, એવો માર્ગ મનુષ્યો ગ્રહણ કરે એ સ્વાભાવિક છે. એ ઉપરથી એમ પણ સિદ્ધ થઈ શકે છે કે, મનુષ્યોએ પોતાની સ્મરણશક્તિ ઉપરનો ભાર ઓછો થાય તેને અર્થે એક શબ્દ એવો બનાવ્યો કે, જે એક વસ્તુ અથવા વિચારને લાગુ પાડેલો છતાં, તે બીજી વસ્તુ અથવા વિચારને પણ લાગુ પડે; કે જે બે વસ્તુ અથવા વિચારની વચ્ચે તેમને કોઇપણ પ્રકારનો સંબંધ જણાયો અથવા ધ્યાનમાં આવ્યો. ઇન્દ્રિયગ્રાહ્ય પદાર્થોનાં નામો એ સર્વથી પ્રથમ ભાષામાં દાખલ થયેલા શબ્દો છે. જેનેવિષે મનુષ્યોને દુર્લક્ષ્ય અનુમાનો થઇ શકયાં અને જેમને વધારે સ્પષ્ટ નામો આપવાને કઠિણ જણાયું એવા માનસિક પદાર્થો અથવા વિચારો ઉપર પણ એ જ શબ્દો લાગુ કરવામાં આવ્યા, અને એ પ્રકારે અલંકારોનો ભાષામાં પ્રવેશ થયો.

જગતમાં કોઇ પણ ભાષા એવી નથી કે, જેમાં અલંકારો ન હોય; એટલું જ નહિ પરન્તુ અલંકારયુક્ત શબ્દ અથવા અર્થ જેમાં મળી ન આવે એવી વાણી ખોળી કાઢવી તો દુર્લભ જ, એમ એક વિદ્વાન્ કહે છે. જેમ વ્યાકરણના નિયમો જાણ્યાવિના પણ આપણે આપણી ભાષા શુદ્ધ બોલી તથા લખી શકિયે છીએ, તે જ પ્રમાણે અલંકારોનાં લક્ષણો જાણ્યાવિના પણ આપણી વાણીમાં તેનો યથાર્થ ઉપયોગ કરી શકિયે છીએ. પરન્તુ એટલું તો ખરું કે, તેનો ઉપયોગ કરવામાં વક્તાએ અથવા ગ્રંથકર્ત્તાએ પોતાની વિવેકબુદ્ધિનો તો ઉપયોગ કરવો જ જોઇએ. જેમ, જોઈએ તે કરતાં વધારે મરી મસાલો વાપરવાથી રસોઇનો સ્વાદ સુધરવાને બદલે બગડે છે તે જ પ્રમાણે અલંકારોને વિષે પણ જાણવું. જોઇએ તે કરતાં અધિક અથવા જે સ્થળે તેની અગત્ય ન હોય તેવે સ્થળે. અલંકારનો ઉપયોગ કરવાથી વાકયની શોભામાં

વૃદ્ધિ થવાને બદલે ઉલટી હાનિ થાય છે. અલંકારોનો [illegible]કયુક્ત ઉપયોગ કર્યાથી વાણીમાં સૌંદર્ય, ચમત્કાર અને સ્વારસ્ય આવે છે. જેમને પોતાની વાણી રસિકજનોનું મનરંજન કરે એવી કરવી હોય તેમણે તેનો અવશ્ય ઉપયોગ કરવો જોઇએ.

"સાધારણ રીતે એમ કહી શકાય કે, વાણીની સામાન્ય રીતથી ભિન્ન રીતે બોલવું તે આલંકારિક ભાષા. જે વિચાર આપણે દર્શાવવાનો હોય તે કાંઈક વિચિત્ર રીતે દેખાડવામાં આવે છે; અને કેટલીએક રીતે વિચાર કરતાં તેની અસર શીઘ્ર અને દૃઢ કરવાને માટે તે રીત કામમાં આવે છે."

"ભાષણની અતિ સાધારણ રીતથી જૂદી રીતે બોલવું, તે આલંકારિક ભાષામાં બોલવું એમ ઉપર કહ્યું, તે ઉપરથી કોઇએ એમ ન સમજવું કે, ભાષાના સંબંધમાં અલંકારો કાંઈ અસામાન્ય અથવા અસ્વાભાવિક એવો અર્થ દર્શાવે છે. ઘણેક પ્રસંગે આપણી મનોવૃત્તિઓ વાણીદ્વારાએ દેખાડવાની અતિ સામાન્ય અને સ્વાભાવિક રીતનાં તેઓ સાધનરૂપ છે. તેમનો એટલે અલંકારોનો ઉપયોગ કર્યાવગર કોઈપણ પ્રકારની વાણીની રચના કરવી, એ ઘણું કઠિણ થઈ પડે, એટલું જ નહીં પરન્તુ ઝાઝાં લાંબાં એવાં થોડાં જ વાક્યો મળી આવશે કે જેમાં જેને આપણે અલંકાર એવું નામ આપી શકિયે એવું એક વચન પણ ન હોય. એ ઉપરથી તેમનાં લક્ષણો અને ઉપયોગ સમજવાને કાંઇ લક્ષ પોંહોંચાડવાની આવશ્યકતા છે એમ સહજ સહુના ધ્યાનમાં આવશે જ. ધન અથવા યશપ્રાપ્તિનો આધાર જેમનો વાણી ઉપર રહ્યો હોય અથવા તે દ્વારાએ જેમને તે બન્ને અથવા બેમાંની એક વસ્તુ પ્રાપ્ત કરી લેવાની અભિલાષા હોય તેમનો, કેવી રીતની શોભા અથવા ચમત્કૃતિ વાણીમાં આણવાથી ધારેલો અર્થ સિદ્ધ થશે, તે જાણ્યા વગર પોતાને માથે લેવા ધારેલા કામમાં જય થવો, એ અસંભવિત છે."

"આલંકારિક ભાષા બોલવામાં અથવા લખાણમાં આણવી એ પ્રાસાદિક છે-એ કાંઈ શ્રમસાધ્ય નથી. તેમનો ઉપયોગ કરવામાં વિદ્વજ્જનો કરતાં અશિક્ષિત મનુષ્યો વધારે ઉત્તમ નિવડી શકે છે. અશિક્ષિત મનુષ્યો જ્યારે તેનો ઉપયોગ સ્વાભાવિક રીતે કરે છે, ત્યારે વિદ્વાનો પોતાની વાણી શોભાયુક્ત કરવાને માટે તેને અભ્યાસના યોગે આણવાને યત્ન કરે છે. કેટલાએક વિદ્વાનો આલંકારિક ભાષાને "ગમારોની ભાષા" એવું નામ આપવાને હામ ભીડે છે, પણ એવા વિદ્વાનોને અદ્યાપિ એ વિષયનો અભ્યાસ કરવાનો બાકી છે. ખરેખર! એ ગમારોની ભાષા છે, પણ તે જ પ્રમાણે તે સાક્ષરમંડળની પણ છે તે બાલક કિંવા અજ્ઞજનોની ભાષા છે, તે જ પ્રમાણે તે પંડિતોની પણ છે. તે જનસ્વભાવની ભાષા છે."

વાણીના અલંકારના મુખ્ય ગુણ આ પ્રમાણેછે.-તે ભાષાને સમૃદ્ધિવાન્ અને વિસ્તીર્ણ કરે છે, તેમના સાધનવડે શબ્દો અને વાક્યો સર્વ પ્રકારના વિચારો દર્શાવવાને અર્થે ઉપયોગમાં આણી શકાય છે, અતિસૂક્ષ્મ એવા ભેદોનું વર્ણન કરી શકાય છે, અને વિચારો અથવા વૃત્તિઓની અતિસુંદર છાયાઓ અને રંગો પણ દર્શાવાય છે, જે અલંકારની સહાયતાવિના માત્ર સરળ રીતના સાદા શબ્દો વાપરવાથી કદી પણ બની શકવાનો સંભવ નથી.

અલંકારસંબંધી જેટલું ઉપર જણાવવામાં આવ્યું તે જો કે પ્રાચીન વિદ્વાનોના મતને અનુસરીને જ કથન કરવામાં આવ્યું છે, તોપણ એમાંના કોઈ કોઈ વિચારોવિષે વિદ્વાનોમાં મતભેદ છે.

અલંકાર બે પ્રકારના છે. અર્થાલંકાર અને શબ્દાલંકાર. આ ગ્રંથમાં માત્ર ૧૧૦ અર્થાલંકારઆપવામાં આવ્યા છે; શબ્દાલંકારસંબંધી એક જૂદો જ ગ્રંથ રચવાનો મારો વિચાર છે.

દંડીના કાવ્યાદર્શ નામના ગ્રંથના બીજા પરિચ્છેદમાં અર્થાલંકારનાં લક્ષણ તથા ઉદાહરણો આપેલાં છે, તેમાં "स्वभावोक्ति" અલંકારથી આરંભ કરવામાં આવ્યો છે. પરંતુ કુવલયાનંદાદિ કેટલાએક બીજા સંસ્કૃત ગ્રંથમાં ઉપમાલંકારથી આરંભ કરવામાં આવ્યો છે. એક સંસ્કૃત ગ્રન્થમાં ઉપમાને કાવ્યરૂપી રંગભૂમિપર વિવિધ વેશ ધારણ કરી દેખા દેતી, નટી કહેલી છે, તે વાસ્તવિક છે. એમ જોતાં "શ્લેષ" ને નટની ઉપમા આપી શકાય. આ પુસ્તકમાં અલંકારોનો ક્રમ કુવલયાનન્દ પ્રમાણે રાખવામાં આવ્યો છે. ભાષાના અલંકારસંબંધી ગ્રંથોમાંના ભાષાભૂષણ, પદ્માભરણ, ભારતીભૂષણ અને રસિકમોહન આદિ ગ્રંથોમાં પણ ઉપમાલંકારથી પ્રારંભ કરેલો છે. એક માત્ર કવિપ્રિયામાં સ્વભાવોક્તિથી અલંકાર પ્રકરણની શરુઆત કરવામાં આવી છે.

અલંકારસંબંધી જ્યારે સંસ્કૃત ગ્રંથકારોમાં મતભેદ છે, ત્યારે ભાષાના ગ્રંથકારો અથવા વિદ્વાનોમાં હોય, એમાં કાંઈ આશ્ચર્ય નથી. આ ગ્રંથ પાછળ જો કે મેં બની શકે તેટલો શ્રમ કરેલો છે તોપણ એમાંના ચાર પાંચ અલંકારવિષે હું નિઃસંશય નથી. કોઈ અલંકારશાસ્ત્રનો જ્ઞાતા સારો વિદ્વાન્ મળી આવેથી એ સંશય નિવૃત્ત થશે એવી આશા છે.

સહુને સમજવું સરળ પડે એ કારણથી આ ગ્રંથ વિશેષે કરીને ગદ્યમાંજ રચેલો છે. તેમજ દરેક ઉદાહરણની સાથે લક્ષણ કેવી રીતે ઘટે છે, તેપણ દર્શાવ્યું છે.

મેં મારા મનના સંતોષને અર્થે, આ ગ્રંથ, સંસ્કૃત કાવ્યશાસ્ત્રમાં નિપુણ અને વ્રજ તથા ગુજરાતી ભાષાના ગ્રંથો પણ જેમણે ઘણાએક વાંચેલા છે એવા શા. કાનજી વાલજીને બતાવ્યો, તેથી તેમણે રાજી થઇ જે અભિપ્રાય આપ્યો છે, તેની નકલ આ ગ્રંથને અંતે જોડી છે. અભિપ્રાય આપના-

# अलंकारचंद्रिका·



## ૧ ઉપમાલંકાર.

જ્યાં ઉપમાન અને ઉપમેયનું સુંદર સાદૃશ્ય, સહૃદયજનોના અંતઃકરણને આહ્લાદજનક એવું, દેખવામાં આવે ત્યાં ઉપમાલંકાર. લક્ષણ.

"જેનું વદન શશિસમાન ઉજ્વળ અને જેના હાથ પહ્લવ સરખા કોમળ એવી જનકતનયાને વરવાને દેશ દેશના ભૂપ મિથિલાપૂરીમાં આવ્યા." ઉદાહરણ ૧ લું

એ ઉદાહરણમાં શશિ અને પલ્લવ એ ઉપમાન તેમ જ વદન અને હાથ એ ઉપમેય, એ બન્નેનું ઉજ્વળત્વ અને કોમળત્વરૂપ સાદૃશ્ય સહૃદયજનોનાં અંતઃકરણને આહ્લાદજનક એવું વર્ણવવામાં આવ્યું, તેથી એ ઉપમાલંકાર.

"આ સંસાર, તરુણીના નેત્રપ્રાંતના રગની પેઠે, ક્ષણભગુર છે." ઉદાહરણ ૨ જું

એ ઉદાહરણમાં રંગ એ ઉપમાન અને સંસાર એ ઉપમેય, એ બન્નેનું ક્ષણભગુરત્વરૂપ સાદૃશ્ય વર્ણવવામાં [illegible], તેથી ઉપમાલકાર.

"સંપત્તિ, મૂર્ખની મૈત્રીની પેઠે, ક્ષણ ક્ષણ નાશ પામતી જાય છે." ઉદાહરણ ૩ જું.

એમાં સંપત્તિ એ ઉપમેય અને મૂર્ખની મૈત્રી એ ઉપમાન, એ બન્નેનું ક્ષણક્ષણ નાશ પામતા જવારૂપ

સાદશ્ય સહૃદયજનોનાં અંત કરણને આહ્લાદજનક એવું વર્ણવવામાં આવ્યું, તેથી એ ઉપમાનકાર

ઉપમાનકારનાં ચાર અંગ છે ૧ ઉપમાન, ૨ ઉપમેય, ૩ વાચક અને ૪ ધર્મ ઉપરના તમામ ઉદાહરણોમા એ ચારે અંગ હોવાથી એ પૂર્ણોપમાનકારનાં જાણવા એ ચારમાના ગમે તે એક બે કે ત્રણ જ્યાં શબ્દવડે કથન કરવામા ન આવ્યા હોય, ત્યા લુપ્તોપમાનકાર જાણવો.

ઉદાહરણો. ૧ "વિજળી સમ પંકજમુખી,
૨ કનકલતા સ્ત્રી લેખ,
૩ વનિતા રસશગારની, કારણ મૂરતિ પેખ."

એ ત્રણમાના પ્રથમ ઉદાહરણમા વિજળી એ ઉપમાન, સમ એ વાચક અને પંકજમુખી (નાયકા) ઉપમેય એ ત્રણ છે અને એમા ગૌરત્વરૂપ ધર્મ શબ્દવડે કથન કરવામા ન આવ્યો, તેથી એ ધર્મલુપ્તોપમા જાણવી બીજા ઉદાહરણમાં કનકલતા એ ઉપમાન અને સ્ત્રી એ ઉપમેય એમા પેઠે આદિ વાચક શબ્દ અને સુંદરત્વરૂપી ધર્મ એ બે કથન કરવામાં ન આવ્યા, તેથી વાચકધર્મલુપ્તા જાણવી ત્રીજા ઉદાહરણમા શૃગારરસનું કારણ વનિતા, એમાં વનિતા એ ઉપમેય છે પણ કોનીપેરે અને કયા ધર્મવડે તે ઉપમાન, વાચક અને ધર્મ એ ત્રણનો અભાવ હોવાથી કથન કરેલું જણાતું નથી, તેથી એ ઉપમાન ધર્મવાચકલુપ્તા જાણવી એ વગેરે સર્વ ગ્રથોમાં એ લુપ્તોપમાના બીજા અનેક ભેદ કહ્યા છે

ઉદાહરણ ૨ જું "પર્વે ઉછળતા જલનિધિની, ગર્જના જેવા થતા,

બહુ સ્વર સુણે જનઓઘ તે, જે પુરીમાં ત્યાં
આવતા." મ સુ

એમાં ગર્જના એ ઉપમાન, સ્વર એ ઉપમેય અને જેવા એ વાચક. એમાં ધર્મ નથી તેથી ધર્મલુપ્તોપમા જાણવી.

"અરે! આ કાળ સરખો વાઘ નળનું ભક્ષણ કરી જાય તો દમયન્તી એકલી પડે" ઉદાહરણ ૩ જું.

ન દ ના.

એ પણ ધર્મલુપ્તોપમાનુ ઉદાહરણ છે.

## उपमाना केटलाएक भेद.

### नियमोपमा.

"તારુ મુખ કમળના જ સરખું છે, બીજા કોઈના સરખુ નથી" ઉદાહરણ.

એ ઉદાહરણમાં મુખ જે ઉપમેય તેને એક કમલ જ ઉપમાનની સાથે સરખાવવામાં આવ્યુ અને બીજા કોઈની સાથે સરખાવવાને તે યોગ્ય નથી એવો નિયમ ઠરાવવામાં આવ્યો, તેથી એ નિયમોપમા જાણવી

### निर्णयोपमा.

ચન્દ્રવડે જીતાયલા કમળની કાંતિ ચન્દ્રને લ જાવનારી ન હોય, માટે આ તારુ મુખજ છે" ઉદાહરણ

એવો નિયમ છે કે સશય ઉપજ્યા પછી જ નિર્ણય થાય, તેમ આ ઉદાહરણમાં મુખ.છે કે કમળ એવો સશય ઉપજ્યા પછી મુખ જ છે એમ નિર્ણય કરવામાં આવ્યો તેથી નિર્ણયોપમા. એ અલંકારને સાહિ-

ત્યદર્પણમાં નિશ્ચયાલંકાર એ નામથી એક જુદો જ અલંકાર કહ્યો છે.

### वहूपमा.

ઉદાહરણ. "તારો સ્પર્શ ચન્દનોદક, જલ, ચન્દ્રકિરણો અને ચદ્રકાંતમણિ ઇત્યાદિકના સરખો શીતલ છે."

એ ઉદાહરણમાં એક સ્પર્શમાં શીતલત્વનું આધિક્ય દર્શાવવાસારુ તેને ચદન, ઉદકાદિક ઘણાની સાથે સરખાવવામા આવ્યો, તેથી એ બહૂપમા જાણવી

### मालोपमा.

ઉદાહરણ "તડકો જેમ સૂર્યને, સૂર્ય જેમ દિવસને અને દિવસ જેમ આકાશને, તેમ પરાક્રમ તમને શોભા આપે છે"

એ ઉદાહરણમાં પુષ્પમાળામાં જેમ એક પુષ્પનો બીજા સાથે, બીજાનો ત્રીજા સાથે અને ત્રીજાનો ચોથા સાથે, એમ આગળ પણ સબધ હોય છે, તેમ તડકાનો સૂર્યસાથે, સૂર્યનો દિવસ સાથે ઇત્યાદિ સબધ વર્ણવવામાં આવ્યો તેથી માલોપમા આધુનિક કવિઓ બહૂપમા અને માલોપમા એ બન્ને ભેદને માલોપમા એ નામનો એક સ્વતત્ર અલકાર કહે છે.

### अभूतोपमा.

ઉદાહરણ "સર્વ પંકજોના એક ઠેકાણે એકઠા કરેલા પ્રભાસાર જેવુ તારુ મુખ શોભે છે"

એ ઉદાહરણમાં સર્વ પકજોની પ્રભાનો સાર વસ્તુત એક ઠેકાણે થઈ શકયો જ નથી અને તે ઉપમાનને ઠેકાણે કથન કરવામાં આવ્યો, તેથી એ અભૂતોપમા.

### निन्दोपमा.

"કમળ બહુ રજવાળું અને ચંદ્ર ક્ષયરોગ-વાળો છે, તેમના સરખું એવું પણ તારૂં વદન તેમનાથી અધિક છે." ઉદાહરણ.

એ ઉદાહરણમાં ઉપમાનોની નિન્દાપૂર્વક ઉપમેય સાથે સાદૃશ્ય વર્ણવવામાં આવ્યું તેથી નિન્દોપમા. કોઈને શંકા થશે કે, એ તો વ્યતિરેકાલંકારનું ઉદાહરણ છે, તો જાણવું કે, જ્યાં વાક્યનું ભેદમાં તાત્પર્ય હોય ત્યાં વ્યતિરેક અને સામ્યમાં તાત્પર્ય હોય ત્યાં ઉપમા અહીં સામ્યમાં તાત્પર્ય છે, તેથી ઉપમા જાણવી. કવિપ્રિયામાં કેશવદાસે એને દૂષણોપમા એવું નામ આપેલું છે.

### उपमादोषविचार.

જેની સાથે કોઈ વસ્તુને સરખાવવામાં આવે તે એટલે ઉપમાન જો ધિક્કારવા યોગ્ય હોય તો, હીનોપમત્વરૂપ દોષ જાણવો. ઉદાહરણ. "સ્વતંત્રતા કૂતરાની પૂછડી જેવી છે, જે તાણીએ તોપણ સીધી થાય નહીં." એમાં સ્વતંત્રતા એ ઉપમેય, જે એક દેવીની ઉપમાને પાત્ર તેને કૂતરાની પૂછડી જે એક તુચ્છ વસ્તુ તેને ઉપમાનરૂપ કરી તેની સાથે સરખાવવામાં આવી, તેથી એ હીનોપમત્વરૂપ દોષ જાણવો. એક પ્રાચીન સંસ્કૃત કવિએ વિદ્યાવિનાનાં જીવતરને "श्वान-पुच्छमिवव्यर्थं" કૂતરાની પૂછડી જેવું વ્યર્થ કહ્યું, તેમાં પ્રસ્તુતની નિંદાનું તાત્પર્ય હોવાથી તે દોષ ન ગણાય. પરંતુ ઉપરનાં ઉદાહરણમાં તેમ નથી. વળી તુચ્છ એવાં ઉપમેયને કોઈ આદર કરવા યોગ્ય ઉપમાન સાથે સરખાવવામાં આવે તો તે અધિકોપમત્વરૂપ દોષ

ગણાય ઉદાહરણ "નિશ્ચળ ચિત્તવાળા તપસ્વી સરખા આ બગનાઓ આ સરોવરને તીરે બેઠેલા તેમને અમો અનેક પ્રકારનુ સહન ન થાય એવુ દુ ખ દીધુ' એ ઉદાહરણમા બગના એ ઉપમેય તુચ્છ છતે તેમને સત્કારને પાત્ર એવા તપસ્વી સાથે સરખાવવામાં આવ્યા, તેથી એ અધિકોપમત્વરૂપ દોષ ગણાય "શ્વાન સરખા સ્વામીભક્ત એવા આ સુભટોને ધન્ય છે એમા પણ હીનોપમત્વરૂપ દોષ જાણવો એક સસ્કૃત ગ્રન્થમા ઉપમામા જે બે વસ્તુ સરખાવવાની હોય તેમાં જો લિંગભેદ હોય તો દોષ ગણેલો છે ઉદા હરણ 'હસણી જેવો ધવલ ચદ્ર પ્રકાશે છે" એમાં હસણી અને ચન્દ્ર એ બે ઉપમાન ઉપમેયમા લિંગભેદ હોવાથી એ દોષ ગણાય છે

---

## ૨ અનન્વયાલંકાર.

લક્ષણ જ્યાં એક જ વસ્તુ ઉપમાન અને ઉપમેય બન્ને રૂપે વર્ણવવામા આવે ત્યાં અનન્વયાલંકાર

ઉદાહરણ ૧ લું 'આકાશ જેવુ આકાશ, સાગર જેવો તે સાગરજ, રામરાવણનું યુદ્ધ તે રામરાવણના યુદ્ધના જેવુ જ."

એમાં આકાશ સાગર અને રામરાવણનું યુદ્ધ એ ઉપમાન ને ઉપમેય એ બન્નેરૂપે વર્ણવવામાં આવ્યા તેથી અનન્વયાલંકાર જાણવો

"અર્જુન સરખો ધનુર્ધર તે અર્જુન જ."

ઉદાહરણ ૨ જું એ ઉદાહરણમાં અર્જુન જે એક જ તેને ઉપમાન અને ઉપમેય એ બન્નેરૂપે વર્ણવવામા આવ્યો, તેથી અનન્વયાલંકાર

ઉપરનાં બે ઉદાહરણોમાંના પહેલામાં આકાશ ઈત્યાદિકને વિષે વિપુલત્વ, ગાંભીર્ય અને દારુણત્વરૂપ ધર્મ દર્શાવ્યામાં નથી આવ્યા અને બીજામાં ધનુર્વરત્વરૂપ ધર્મ દર્શાવવામાં આવ્યો છે એટલો ભેદ છે. એ અલંકારને કાવ્યાદર્શમાં અસાધારણોપમા એ નામથી ઉપમાના એક ભેદપેઠે ગણેલો છે.

---

## ૩ ઉપમાનોપમેયાલંકાર.

જે ઉપમાન તે જ ઉપમેય અને જે ઉપમેય તે જ ઉપમાન, એવી રીતે જ્યાં વર્ણન કરવામાં આવે ત્યાં ઉપમેયોપમાલંકાર. લક્ષણ.

"ઉંચાઇમાં પર્વત સમાન આ હાથી અને હાથી સમાન પર્વત શોભે છે." ઉદાહરણ ૧ લું

એ ઉદાહરણમાં પર્વત અને હાથી જે ઉપમાન અને ઉપમેય તેમને જ ઉપમેય અને ઉપમાન ઉલટાવીને કહેવામાં આવ્યાં, તેથી ઉપમેયોપમાલંકાર.

"ઝરણાંની પેઠે (હાથીની) મદધારા અને મદધારાની પેઠે ઝરણાં વહે છે." ઉદાહરણ ૨ જું.

એમાં ઝરણું અને મદધારા જે ઉપમાન અને ઉપમેય તેમને જ ઉલટાવીને ઉપમેય અને ઉપમાનરૂપે કથન કરવામાં આવ્યાં, તેથી ઉપમાનોપમેયાલંકાર.

"તારા મુખસરખું કમળ છે અને કમળસરખું તારું મુખ છે." ઉદાહરણ ૩ જું.

એ ઉદાહરણમાં મુખ અને કમળ જે ઉપમેય અને ઉપમાન તેમને ઉલટાવીને ઉપમાન અને ઉપમેય કથન કરવામાં આવ્યાં, તેથી ઉપમેયોપમાલંકાર.

એ અલંકાર, ઉપમા અને પ્રતીપ એ બેના મેળાપથી થયો છે, ત્યારે એને એક સ્વતન્ત્ર અલંકાર માનવાનું કારણ શું ? એનો ઉત્તર એ કે ઉપમેયોપમાલંકારવડે પરસ્પર સાદૃશ્ય વર્ણવવાથી તે બન્ને સમાન ત્રીજો પદાર્થ નથી એ અર્થની સિદ્ધિ થાય છે, તે ઉપમા અને પ્રતીપને છૂટા છૂટા લેવાથી થતી નથી.

---

## ૪ પ્રતીપાલંકાર.

લક્ષણ ઉપમાન અને ઉપમેય એ બેની પરસ્પર સ્પર્ધાનું જે કથન, તે પ્રતીપાલંકાર

### પ્રથમપ્રતીપ.

લક્ષણ જ્યાં પ્રસિદ્ધ એવાં ઉપમાન અને ઉપમેય તેમને ઉલટાવીને વર્ણવવામાં આવે ત્યાં પ્રથમ પ્રતીપાલંકાર

ઉદાહરણ 'હે રાધા ! ચન્દ્ર તમારા મુખસમાન છે"

એ ઉદાહરણમાં પ્રસિદ્ધ એવાં ઉપમાન અને ઉપમેય જે ચન્દ્ર અને મુખ તેમને ઉલટાવીને એટલે ઉપમાનનું ઉપમેય અને ઉપમેયનું ઉપમાન કરીને વર્ણન કરવામાં આવ્યું, તેથી પ્રથમ પ્રતીપ

### દ્વિતીયપ્રતીપ.

લક્ષણ જ્યાં ઉપમેયના અનાદરને અર્થે ઉપમાનનો ઉત્કર્ષ વર્ણવવામાં આવે ત્યાં બીજો પ્રતીપ.

ઉદાહરણ 'બાલાના કેશપાશની આગળ ખલજનોની કુટિલતા તે કોણમાત્ર?

એ ઉદાહરણમાં ખલજનોની કુટિલતા જે ઉપમેય તેના અનાદરને અર્થે બાલાના કેશપાશ જે ઉપમાન તેનો ઉત્કર્ષ વર્ણવવામાં આવ્યો, તેથી બીજો પ્રતીપ

### તૃતીયપ્રતીપ.

જ્યાં ઉપમાનના અનાદરને અર્થે ઉપમેયનો ઉત્કર્ષ વર્ણવવામા આવે ત્યાં ત્રીજો પ્રતીપ. લક્ષણ

"હે હાલાહલ! સઘળા દારુણ પદાર્થમાં હું જ શ્રેષ્ઠ છુ એવો ગર્વ મ કર, કારણ કે આ લોકમાં દુર્જનોનાં વચનો તારા સરખાં છે જ." ઉદાહરણ

એ ઉદાહરણમાં હાલાહલ જે ઉપમાન તેના અનાદરને અર્થે દુર્જનોના વચનો જે ઉપમેય તેનો ઉત્કર્ષ વર્ણવવામાં આવ્યો, તેથી ત્રીજો પ્રતીપ.

### ચતુર્થપ્રતીપ.

જ્યાં ઉપમેયની સાથે ઉપમાન સરખાવવા યોગ્ય પણ ન હોય ત્યા ચોથો પ્રતીપ. લક્ષણ

"હે સુન્દરી! તારા વિયોગ સરખો અગ્નિ છે, એ કલ્પના વ્યર્થ છે." ઉદાહરણ

એ ઉદાહરણમાં વિયોગ જે ઉપમેય તેની સાથે અગ્નિ જે ઉપમાન તે સરખાવવાને યોગ્ય પણ ન વર્ણવવામાં આવ્યાથી ચોથો પ્રતીપ.

### પંચમપ્રતીપ.

ઉપમાન શું કામ? એ પ્રકારનું જે કથન તે પાંચમો પ્રતીપ લક્ષણ

"ઉજ્વળ અંગવાળી આ નાયકાઓ છતે આ વિજળીઓ શાને ચમકે છે?" ઉદાહરણ

એ ઉદાહરણમા વિજળી જે ઉપમાન તે શું કામ? અર્થાત તેનું નિરર્થકપણું દર્શાવવામા આવ્યુ, તેથી પાંચમો પ્રતીપ

પહેલા પ્રતીપને મથાળે આપેલું લક્ષણ તે પાંચે પ્રકારના પ્રતીપનું સામાન્ય લક્ષણ છે. એ અલંકાર અને વ્યતિરેકાલંકાર એ બેમાં અંતર એટલું જ કે પહેલામાં ઉપમાન અને ઉપમેય એ બને વિષે સમાન એવા ધર્મવડે આધિક્ય દર્શાવવામાં આવે છે, અને બીજામાં ઉપમાનથી પ્રતિકૂલ એવા ધર્મવડે ઉપમેયનું આધિક્ય વર્ણવવામાં આવે છે.

---

## ૯ रूपकालंकार.

લક્ષણ જ્યાં ઉપમાન અને ઉપમેયનો અભેદ વર્ણવામાં આવે ત્યાં રૂપકાલંકાર જાણવો.

ઉદાહરણ ૧ લું "જેણે ક્ષણમાં નગરો બાળ્યાં, તે આ સાક્ષાત્ મહાદેવ જ છે."

એ ઉદાહરણમાં ઉપમાન જે મહાદેવ અને ઉપમેય જે રાજા તે બન્નેનો અભેદ ન્યૂનાધિક્યરહિતપણાએ કથન કરવામાં આવ્યો, તેથી અનુભવ અભેદરૂપ જાણવો.

ઉદાહરણ ૨ જું "આ ત્રીજા લોચનવગરનો શિવ છે."

• એ ઉદાહરણમાં રાજા ઉપમેય અને શિવ ઉપમાન, એ બન્નેનો અભેદ ત્રીજા નેત્રના હીનત્વે કરીને ઉપમાનની ન્યૂનતાપૂર્વક વર્ણવવામાં આવ્યો, તેથી એ ન્યૂન અભેદરૂપક.

ઉદાહરણ ૩ જું "આજે સમદષ્ટિનો સ્વીકાર કરી આ મહાદેવ વિશ્વનું રક્ષણ કરે છે."

એ ઉદાહરણમાં રાજા એ ઉપમેય અને મહાદેવ એ ઉપમાન. એ બન્નેનો અભેદ વિષમદષ્ટિનો ત્યાગ

કરી જગદ્રક્ષકત્વની ઉક્તિવડે ઉપમાનની અધિકતા દ્યોતનપૂર્વક વર્ણવવામા આવ્યો, તેથી આધિક્યાભેદરૂપક જાણવો.

"પ્રકાશ માત્રવડે કમળની કાંતિનો શું નાશ નથી કરતો ? તેમજ શુ નેત્રને આનંદ નથી આપતો ? અથવા મીનકેતનની શુ વૃદ્ધિ નથી કરતો ? અર્થાત્ કરે છે જ. તો તારો મુખચન્દ્ર છતા જે આ બીજો ચન્દ્ર ઉદય પામે છે તેને જો અમૃતનો ગર્વ હોય તો તે પણ તારા બિંબાધરને લિધે છે જ" ઉદાહરણ ૪ થું

એ નાયકની નાયકા પ્રત્યે ઉક્તિ છે એમા મુખને ચન્દ્રનું રૂપ આપી, જેટલા કાર્ય ચન્દ્રવડે થાય છે તેટલાં મુખવડે પણ થાય છે તેથી ઉપમાનનો ઉત્કર્ષ કે અપકર્ષ ન વર્ણવતાં, બન્નેનો અભેદ કથન કરવામા આવ્યો, તેથી એ અનુભયતાદ્રૂપ્યરૂપક

"આ વ્યાસ ચાર મુખવગરના બ્રહ્મા, બે ભુજ વાળા વિષ્ણુ અને ભાલનેત્રવિનાના શિવ છે ' ઉદાહરણ ૫ મુ.

એ ઉદાહરણમા વ્યાસ જે ઉપમેય તેને બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એ ત્રણ જે ઉપમાન તેનું રૂપ આપી ચતુર્મુખત્વ, ચતુર્ભુજત્વ અને ભાલનેત્રત્વના ન્યૂનત્વે કરીને ઉપમાને ઉપમેયનો અભેદ કથન કરવામા આવ્યો, તેથી એ ન્યૂનતાદ્રૂપ્યરૂપક

"કલકવાળા ચન્દ્ર કરતા આ મુખચન્દ્ર અધિક શોભે છે" ઉદાહરણ ૬ ઠ્ઠું

એ ઉદાહરણમા મુખ જે ઉપમેય-તેને ઉપમાન જે ચન્દ્ર તેનું રૂપ આપી નિષ્કલકત્વરૂપ આધિક્ય વર્ણનવડે

ઉપમાન ઉપમેયનો અભેદ વર્ણવવામાં આવ્યો, તેથી અધિકતાદ્રૂપ્યરૂપક

## समस्तवस्तुविषयकसावयवरूपक.

ઉદાહરણ લક્ષ્મી વિદ્યુતવડે વ્યાપ્ત અને શાર્ઙ્ગેન્દ્ર ધનુ-પેયુક્ત એવા કરુણાબુદ ભગવાન, ભવનાપે પીડા-યલો એવો જે હું તેનું રક્ષણ કરો ”

એ ઉદાહરણમાં વિષ્ણુ જે અવયવી (ઉપમેય) તેને એકલાને જ રૂપ ન આપતા તેના લક્ષ્મી અને શાર્ઙ્ગ જે અવયવ (ઉપમેય) તેમને પણ રૂપિત કરવામાં આવ્યા, તેથી એ સમસ્તવસ્તુ વિષયકસાવયવરૂપક જાણવુ

## एकदेशविवर्त्तिसावयवरूपक

ઉદાહરણ "સસારપઞ્જરથી મુક્ત થઈ આનન્દ વનમા ક્રીડા કરે છે ”

એ ઉદાહરણમા સસારને પાંજરાનું રૂપ આપવામા આવ્યું અને આનન્દને વનનું રૂપ આપવામાં આવ્યું, પરન્તુ ક્રીડા કરનાર પોપટ (ઉપમાન) શબ્દવડે કથન કરવામાં ન આવ્યાથી એકદેશ વિવર્તિસાવયવરૂપક

## रूपकरूपक.

ઉદાહરણ "મુખપકજરંગભૂમિને વિષે તારી ભૃકુટિલતા-નર્ત્તકી લીલાનૃત્ય કરે છે."

એ ઉદાહરણમાં પ્રથમ મુખને પકજવડે રૂપિત કરી પાછું તેને જ રંગભૂમિવડે રૂપિત કરવામા આવ્યુ, તેમ જ ભૃકુટિને લતાવડે રૂપિત કરી પાછી તેને જ નર્તકી એ વચનવડે રૂપિત કરવામાં આવી, તેથી રૂપકરૂપક જાણવુ

### માલારૂપક.

"ધૈર્ય સાગરનો ચન્દ્ર, ઔદાર્યમાં શિબિ અને દધિચિ, વિવેક વાસરનો સૂર્ય, અને કૃપણતારૂપી તૃણને વિષે અગ્નિ, એવો કર્ણ હતો. તેની આગળ આપણો તે કોણમાત્ર?" ઉદાહરણ.

એ ઉદાહરણમાં એક કર્ણ જે ઉપમેય તેને અનેક ઉપમાનવડે રૂપિત કરવામાં આવ્યું, તેથી એ માલારૂપક.

અલંકાર સમ્બન્ધી ભાષાના ઘણાએક ગ્રન્થોમાં અભેદ અને તાદ્રૂપ્ય એ બન્ને પ્રકારના રૂપકના સમ, અધિક અને ન્યૂન એવા ત્રણ ત્રણ એટલે સઘળા મળી ૭ ભેદ કરવામાં આવ્યા છે. તેમાં આ ગ્રન્થમાં "સમ" ને બદલે "અનુભય" એ શબ્દ મૂકેલો છે. તેનું કારણ એ કે "સમ" એ શબ્દ ઉપમાન અને ઉપમેયનું સાદૃશ્ય સૂચન કરનારો છે, પણ ઉપરના અલંકારમાં ઉપમાનમાં ન્યૂનત્વ તથા અધિકત્વ એ બેથી રહિતપણું દર્શાવવાનું પ્રયોજન હોવાથી "અનુભય" શબ્દ જ એ સ્થળે યોગ્ય છે, એમ સહજ જણાશે.

---

## ૬ પરિણામાલંકાર.

જ્યાં ઉપમાન ઉપમેયની સાથે મળીને તેની ક્રિયા કરે ત્યાં પરિણામાલકાર જાણવો. લક્ષણ

"વિશાળ નેત્રકમળે નાયકા જુવે છે તે જુવો." ઉદાહરણ ૧ લું

એ ઉદાહરણમાં ઉપમાન જે કમળ તેણે ઉપમેય જે નેત્ર તેની સાથે મળીને તે ઉપમેયની જોવારૂપ ક્રિયા કરી, તેથી પરિણામાલકાર.

"ચતુરસુજાણ એવી પ્રિયાએ કરકમલે પત્રિકા લખી." ઉદાહરણ ૨ જું

એમાં ઉપમાન જે કમળ તેણે ઉપમેય જે કર તેની સાથે મળીને લખવારૂપ તે (ઉપમેય)ની ક્રિયા કીધી, તેથી એ પણ પરિણામાલંકાર

એ અલંકારનું એક સંસ્કૃત ગ્રન્થમા એવુ લક્ષણ આપેલું છે કે " परिणामोऽत्र विषयीविषयत्वेन कार्यकृत् अर्थ–विषय्युपमान विषयत्वेन उपमेयत्वेन कार्यं कृतप्रकृतकार्यं साधकंचेत्परिणाम परिणामालंकारो भवतीत्यन्वय ॥ એટલે વિષયી જે ઉપમાન તે વિષય એટલે ઉપમેય તેપણાએ પ્રકૃતકાર્યનું સાધક થાય ત્યાં પરિણામાલંકાર એ જ પ્રમાણે એક વ્રજભાષાના અલંકારના ગ્રન્થમાં એવુ લક્ષણ આપવામાં આવ્યુ છે કે "उपमा मिलि उपमेयसों । करे ताहिके काम ॥ ताहिसों सब कहत हैं । अलंकार परिनाम ॥ १ ॥ અર્થ–ઉપમાન ઉપમેયની સાથે મળીને તેની ક્રિયા કરે તેને સઘળા પરિણામાલંકાર કહે છે વ્રજભાષાના પ્રખ્યાત રસિક કવિ પદ્માકરે પણ એ અલંકારનું લક્ષણ એને મળતુ જ આપેલું છે આ ઉપરથી માલમ પડશે કે, ભાષાભૂષણમાં એ અલંકારનું જે લક્ષણ આપેલુ છે, તેથી આ લક્ષણ જૂદુ નથી

એ અલંકારના પહેલાં ઉદાહરણમા "નેત્રકમળ" એ સામાસિક શબ્દ છે, તેનો કમળ જેવાં નેત્ર એમ ઉપમિતિ સમાસ ન કરતા 'નેત્ર એ જ કમળ" એમ રૂપક સમાસ કરવો કારણ કે ઉપમિતિ સમાસ કરતા પૂર્વપદ જે નેત્ર તેનું પ્રાધાન્ય થશે અને એમ કરવાથી નેત્રને વિષે જોવારૂપ ક્રિયા કરવામાં કોઈપણ વૈચિત્ર્યનો અભાવ હોવાથી એ પરિણામાલંકાર ન થવાનો તેથી ઉત્તર પદ જે કમળ તેનું એમા પ્રાધાન્ય જાણવુ હવે વાસ્તવિક વિચાર કરતાં એ ઉદાહરણમાં

ઉપમાન જે કમળ તેને વિષે જોવારૂપ ક્રિયાનો અસંભવ છે તેથી તે ઉપમેય જે નેત્ર તેની સાથે મળી જઈ તેની ક્રિયા પોતે કરે છે. એ પ્રકારનું વૈચિત્ર્ય હોવાથી એ પરિણામાલંકાર જાણવો.

---

## ૭ उल्लेखालंकार.

અનેક ધર્મયુક્ત એક વસ્તુને તે તે ધર્મના યોગે અનેક જણ અનેક પ્રકારે માને ત્યાં ઉલ્લેખાલંકાર જાણવો. લક્ષણ.

(એને) "સ્ત્રીઓએ કામ, યાચકોએ કલ્પતરુ, અને શત્રુઓએ કાળરૂપે જોયો." ઉદાહરણ ૧ લું

એ ઉદાહરણમાં સૌંદર્ય, દાતૃત્વ અને શૂરત્વરૂપ અનેક ધર્મયુક્ત કોઈએક રાજા, તેને તે તે ધર્મના યોગે સ્ત્રી, યાચક અને શત્રુ એવા જે અનેક જણ તેમણે, કામ, કલ્પતરુ અને કાળરૂપે અનેક પ્રકારે માન્યો, તેથી ઉલ્લેખાલંકાર.

"રંગભૂમિને વિષે બલદેવસહિત આવેલા શ્રીકૃષ્ણને મલ્લોએ વજ્ર, પુરુષોએ રાજા, સ્ત્રીઓએ મૂર્તિમાન્ કામદેવ, ગોપોએ સ્વજન, દુષ્ટ રાજાઓએ દણ્ડ દેનાર, માતાપિતાએ બાલક, કંસે કાળ, અજ્ઞાનિયોએ વિરાટ, યોગિયોએ પરમતત્ત્વ અને યાદવોએ ઉત્તમ દેવરૂપે જોયા." ઉદાહરણ ૨ જું

એ ઉદાહરણમાં શ્રીકૃષ્ણ જે અનેક ધર્મયુક્ત એક વસ્તુ તેને કાઠિણ્યાદિ અનેક ધર્મના યોગે મલ્લાદિકે અનેક રૂપે માન્યા તેથી એ ઉલ્લેખાલંકાર.

"જ્યારે શ્રીકૃષ્ણ મથુરામાં પધાર્યા ત્યારે વૃદ્ધ સ્ત્રિયોએ તેમને ગજેંદ્રના ત્રાતા, તરુણિયોએ ઉદાહરણ ૩ જું

" ૩' લક્ષ્મીકાંત અને બાલાઓએ ,યથાસ્થિતરૂપે જોયા "

એ ઉદાહરણ પણ ઉપર પ્રમાણે જ ઘટાવવું

એ અલંકારના પહેલા ઉદાહરણમાં રાજા એ ઉપમેયને કામાદિક ઉપમાનવડે રૂપિત કરી ઉલ્લેખ કરવામાં આવ્યો તેથી રૂપકયુક્ત ઉલ્લેખ છે તેમ જ બીજામાં શ્રીકૃષ્ણરૂપ ઉપમેયને વજ્રાદિ અનેક ઉપમાનોએ રૂપિત કરી ઉલ્લેખ કરવામાં આવ્યો છે તેથી તે પણ રૂપકયુક્ત ઉલ્લેખ છે પરન્તુ ત્રીજા ઉદાહરણમાં શુદ્ધ ઉલ્લેખ છે

## ૮ સ્મૃતિ, ભ્રાન્તિ અને સંદેહ.

લક્ષણ. એક વસ્તુને જોઈ તત્સદૃશ અથવા તે સદૃશની સાથે સબંધ ધરાવતી હોય એવી કોઈ વસ્તુનું સ્મરણ થાય ત્યાં સ્મૃત્યલંકાર

ઉદાહરણ ૧ લું "ખેલતા એવા બે ખંજન યુક્ત કમળને જોઈ રામને સીતાના મુખનું સ્મરણ થયું "

આ ઉદાહરણમા કમળને જોઇને તત્સદૃશ્ય મુખની સ્મૃતિ થઈ તેથી સ્મૃત્યલંકાર

ઉદાહરણ ૨ જું "દેવતાઓને પણ વિસ્મય પમાડનારી અને અસ્થિર કમળસમાન સુન્દર હાથવાળી કોઇક સ્ત્રીને જલથી બહાર નીકળતી લક્ષ્મી સરખી જોઈ શ્રીકૃષ્ણને સમુદ્રમથનનું સ્મરણ થયું "

એ ઉદાહરણમાં જલથી બહાર નિકળતી સ્ત્રીના સદૃશ જે લક્ષ્મી તેના સ્મરણપૂર્વક તત્સબંધી સમુદ્રમથનના સ્મરણનું પણ કથન કર્યું, તેથી એ પણ સ્મૃત્યલંકાર

## ૯ भ्रांत्यलंकार.

એક વસ્તુને જોઇને તેમાં તેના સરખી અન્ય વસ્તુની ભ્રાન્તિ થાય ત્યાં ભ્રાંત્યલંકાર. લક્ષણ.

"કનકસમાન કાંતિયુક્ત સીતાસહિત શ્રીરામચંદ્રને જોઇને વિજળીસહિત મેઘની ભ્રાંતિથી ચાતકપક્ષીનાં બાળકો વનમાં નૃત્ય કરવા લાગ્યાં." ઉદાહરણ ૧ લું

એ ઉદાહરણમાં સીતાસહિત રામને જોઈ તેમને વિષે વિજળીસહિત મેઘની ભ્રાંતિ થવાથી એ ભ્રાંત્યલકાર.

કેસુડાનાં ફૂલની ભ્રાંતિથી ભમરો પોપટનાં મુખમાં પડે છે અને તે પોપટ પણ જાંબુના ફળની ભ્રાંતિથી તે ભમરાને પકડવાની ઇચ્છા કરે છે. ઉદાહરણ ૨ જું.

એ ઉદાહરણમાં પોપટનુ મુખ અને ભમરો જે એક એક વસ્તુ તેમાં કેસુડાનુ ફુલ અને જાંબુના ફળની ભ્રાંતિ વર્ણવી, તેથી એ પણ ભ્રાંત્યલંકાર.

---

## ૧૦ संदेहालंकार.

જ્યાં એક વસ્તુને જોઈ તેમાં "વૈમાની એ તે કયી" એવો સંશય ઉપજે ત્યાં સદેહાલંકાર. લક્ષણ

"જીવન ગ્રહણ કરવામાં નમ્ર અને ગ્રહણ થયે થકે ઉન્નત એવા દુર્જનો ઘટિયંત્ર કરતાં શ્રેષ્ઠ છે કે કનિષ્ઠ, તેનો અમને નિશ્ચય થતો નથી." ઉદાહરણ.

એ ઉદાહરણમાં દુર્જનોને જોઈ તેમા ઘટિયત્ર કરત

જ્યેષ્ઠત્વ કે કનિષ્ઠત્વ એ બેમાની એક પણ વસ્તુનો નિશ્ચય ન થયો, તેથી સદેહાલકાર

## ૧૧ अपह्नुत्यलंकार.

લક્ષણ અન્ય પદાર્થનો આરોપ કરવા માટે કોઈ પદાર્થના ધર્મનો નિષેધ કરવામા આવે ત્યા શુદ્ધાપહ્નુત્યલકાર

ઉદાહરણ "આ ચન્દ્ર નથી પણ આકાશગંગાનું કમળ છે"

એ ઉદાહરણમા કમળનો આરોપ કરવા માટે ચન્દ્રત્વનો નિષેધ કરવામાં આવ્યો, તેથી શુદ્ધાપહ્નુતિ

### हेत्वपह्नुत्यलंकार.

લક્ષણ શુદ્ધાપહ્નુતિ હેતુપૂર્વક હોય ત્યાં હેત્વપહ્નુતિ અલંકાર જાણવો

ઉદાહરણ "આ ચન્દ્ર નથી કારણ કે તીવ્ર છે, તેમ જ સૂર્ય નથી કારણ કે અમણા રાત છે, તો એ સમુદ્રમાથી ઉત્પન્ન થએલો વડવાનલ છે"

એ ઉદાહરણમા ચન્દ્રત્વ અને સૂર્યત્વનો હેતુપૂર્વક નિષેધ કરવામાં આવ્યો, તેથી હેત્વપહ્નુતિ અલંકાર જાણવો.

### पर्यस्तापह्नुति

લક્ષણ એક પદાર્થમાં રહેલા ધર્મનો બીજા પદાર્થમાં આરોપ કરવાને વાસ્તે જે નિષેધનું કથન તે પર્યસ્તાપહ્નુતિ.

ઉદાહરણ. 'આ ચન્દ્ર નથી તો પ્રિયાનું મુખ એ જ ચન્દ્ર છે'

એ ઉદાહરણમા ચન્દ્રત્વનો પ્રિયાના મુખનેવિષે આરોપ કરવાને વાસ્તે ચન્દ્રમા તેનો નિષેધ કરવામા આવ્યો તેથી પર્યસ્તાપહ્નુતિ.

## ભ્રાંતાપહ્નુતિ.

પ્રકૃત પદાર્થમાં થએલી શકાનું નિવારણ કરી યથાર્થ અર્થનું કથન કરવામાં આવે ત્યાં ભ્રાંતાપહ્નુતિ. લક્ષણ.

"હે નગરનિવાસી ! અધિક ઉંચો અને બે પાસ પૂંછડાવાળો આ પાડો કેવો !!! અરે ભાઈ ! આ પાડો નથી પણ ઉત્તમ હાથીનું બચ્ચું છે અને આ પૂંછડું નથી એ તો એની શુંડ છે." ઉદાહરણ ૧ લુ.

એ ઉદાહરણમાં પ્રકૃત પદાર્થ જે હાથી તેમ જ તેની શુંડ તેમાં થએલી પાડો અને તેના પૂંછડાની ચંકા તેનું નિવારણ કરી હાથી સબંધી યથાર્થ અર્થનું કથન કરવામાં આવ્યું, તેથી ભ્રાંતાપહ્નુતિ.

"આ જટા નથી એ તો ચોટલાના વાળનો વાળેલો અંબોડો છે; ગળામાં ગરલ નથી એ તો કસ્તુરી છે; મસ્તકને વિષે ચન્દ્રલેખા નથી એ તો કુસુમ છે; શરીરે આ ભસ્મ નથી પરંતુ પ્રિયજનના વિરહજનિત ધવલતા છે. માટે હે કુસુમશર ! શિવની ભ્રાંતિએ તુ મને શું કરવા પીડે છે?" ઉદાહરણ ૨ જું

એ ઉદાહરણમાં જટાદિક સબધીનું કલ્પિત ભ્રાંતિનું નિવારણ કરી યથાર્થ અર્થનું કથન કરવામાં આવ્યું, તેથી એ પણ ભ્રાંતાપહ્નુતિ અલંકાર.

એ અલંકારને દણ્ડી તત્ત્વાખ્યાનોપમા નામનો ઉપ. માનો એક ભેદ છે એમ માને છે. જેમઃ—"न पद्मं मुखमेवेदं न भृङ्गौ चक्षुषी इमे. અર્થ–આ કમળ નથી મુખ જ છે, (વળી) આ ભમરા નથી એ તો આંખો છે. એ દણ્ડીએ આપેલું તત્ત્વાખ્યાનોપમાનું ઉદાહરણ છે.

### છેકાપહ્નુતિ.

લક્ષણ અન્યની શંકાથી સત્ય પદાર્થને છુપાવવો, તે છેકાપહ્નુતિ

ઉદાહરણ "સીત્કાર શીખવે છે, અધરને ખંડિત કરે છે અને રૂવા ઉભા કરે છે હે સખી ! કોઈ નાગરિક મળ્યો છે કે શું? નહિ, નહિ, તેમ નથી, એ તો હું હેમંતના પવનની વાત કહું છું"

એ ઉદાહરણમાં નાયકાએ સખીને વાત કહેતાંમાં કોઈ ત્રાહિત સ્ત્રિયે પૂછવાથી તે જાણી જશે, એ શંકાથી સત્ય પદાર્થ જે નાગરિક તેને છુપાવ્યો, તેથી છેકાપહ્નુતિ

### કૈતવાપહ્નુતિ.

લક્ષણ વ્યાજાદિક પદવડે કોઈ પદાર્થના ધર્મનો નિષેધ કથન કરવામાં આવે, ત્યાં કૈતવાપહ્નુતિ

ઉદાહરણ 'કાંતાના કટાક્ષને મિષે કામદેવના બાણ છૂટે છે'

એ ઉદાહરણમાં 'મિષ' એ શબ્દવડે કટાક્ષત્વ ધર્મનો નિષેધ કથન કરવામાં આવ્યો, તેથી એ કૈતવાપહ્નુતિ

---

## ૧૨ ઉત્પ્રેક્ષાલંકાર.

લક્ષણ વસ્તુ હેતુ અથવા ફલરૂપે જે સંભાવના, તે ઉત્પ્રેક્ષા

### સ્વરૂપોત્પ્રેક્ષા

#### ગીતિ.

ઉદાહરણ નૃપ સૈન્યયોગથી જલ,થલ,નભ રજથી રહ્યા છવાઈ તે,
ધુમ્ર પ્રતાપાનલનો,શકે નવ શક્યો નભે સમાઈ તે ૧

એ ઉદાહરણમાં રજ સર્વત્ર વ્યાપી રહે છે, એ નિમિત્તવડે તેમાં પ્રતાપાનલના ધુમ્રની સંભાવના

કરવામાં આવી, અને જે સમયનું વર્ણન કરવામાં આવ્યું છે તે સમયનું રજનું (છવાવવારૂપ) યથાસ્થિત રૂપ વર્ણવવામાં આવ્યું, તેથી ઉક્તવિષયાસ્વરૂપોત્પ્રેક્ષા.

"સમુદ્ર તરંગનાં અગ્રે કરીને ફીણરૂપી ચન્દનને જાણે ઘસે છે, તેમ ચન્દ્રમા તેને લઈ કરવડે દિશારૂપ અંગનાઓને જાણે અનુલેપન કરે છે." ઉદાહરણ.

એ ઉદાહરણમાં સમુદ્ર કિનારે ફિણ ચન્દનના એકઠા થવારૂપ નિમિત્તવડે અને દિશાઓને ઉજ્વળ કરવારૂપ નિમિત્તવડે, ફિણ ચન્દનનું પ્રેરણ અને કીરણોનું પસરવું તેમાં ઘસવાની અને અનુલેપનની સંભાવના કરવામાં આવી. પરન્તુ ફિણ ચન્દનનું પ્રેરણ અને કીરણોનું પસરવું જેવું યથાસ્થિત જોઇએ, તેવું વર્ણવવામાં ન આવ્યું, તેથી એ અનુક્તવિષયાસ્વરૂપોત્પ્રેક્ષા.

સ્વરૂપોત્પ્રેક્ષાને વસ્તૂત્પ્રેક્ષા પણ કહે છે.

## હેતૂત્પ્રેક્ષા.

"કોમળ તારાં ચરણ જાણે જમીનપર ચાલવાથી જ રાતાં થતાં હોયની?" ઉદાહરણ ૧ લું.

એ ઉદાહરણમાં નાયકાનાં ચરણ સ્વાભાવિક રીતે જ રાતાં છે તેનો કાંઈ જમીનપર ચાલવું એ હેતુ નથી; તેમ છતાં તે હેતુ હોય એવી સંભાવના કરવામાં આવી તેથી હેતૂત્પ્રેક્ષા. એ હેતૂત્પ્રેક્ષા સિદ્ધવિષયા કહેવાય, કારણ કે ચાલવાથી પગ રાતા થાય છે ખરા.

"ચન્દ્રમા તારી મુખકાંતિની ઇચ્છાએ કમળ સાથે વૈર કરે છે." ઉદાહરણ ૨ જું.

એ ઉદાહરણમાં ચન્દ્રમા અને કમળનો વિરોધ સ્વાભાવિક છે. ચન્દ્રે કાંઈ નાયકાનાં મુખની કાંતિની ઇચ્છાએ કમળસાથે વિરોધ કર્યો નથી, તેમ છતાં તે ઇચ્છાને વિરોધનો હેતુ કલ્પ્યો તે કલ્પિત છે, તેથી એ અસિદ્ધવિષયાહેતૂત્પ્રેક્ષાલંકાર.

## फलोत्प्रेक्षा.

### श्लोक.

ઉદાહરણ. ૧ લું

"જે જે તમરૂપી ચોર, છૂપેલો ઝાડિમાં દિસે;
તેને લાંબા કરે ઝાલી, મારે છે ચન્દ્રમા રિસે."

એ ઉદાહરણમાં "ચન્દ્રમાનાં કિરણ સ્વભાવથી જ લાંબાં છે તે કાંઈ ઝાડીમાં છૂપી રહેલા અંધારાને હણવાસારુ ચાહીને લાંબા કર્યાં નથી, તે છતાં અંધારાને હણવારૂપ ફળની તેમાં સંભાવના કરી તેથી એ ફળોત્પ્રેક્ષા. એ ફળોત્પ્રેક્ષાસિદ્ધવિષયા કહેવાય, કારણ કે કીરણથી અંધારું હણાય છે ખરું."

ર. ર. નો.

### श्लोक.

ઉદાહરણ ૨ જું

"લાંબા કર કરી માનું, લાગ્યો છે ચંદ્ર ટાંપવા;
રત્નાકર અને રત્ન-ગર્ભાનાં રત્ન ચોરવા"

એ ઉદાહરણમાં "ચન્દ્રમાના કિરણો સ્વભાવથી જ લાંબા છે તે કાંઈ રત્ન ચોરવા વાસ્તે લાંબા કર્યાં નથી તે છતાં રત્ન ચોરવારૂપ ફળની તેમાં સંભાવના, કરવામાં આવી, તેથી ફલોત્પ્રેક્ષા. એ ફલોત્પ્રેક્ષા અસિદ્ધવિષયા છે; કારણ કે રત્ન ચોરવારૂપ ફલ —કેવળ કલ્પિત છે."

ર. ર. નો.

"સૂર્ય જાણે રથે જોડેલા પુરાતન ઘોડાઓને બદલવાને ઘોડાઓની ઉત્પત્તિનું સ્થાન એવી ઉત્તરદિશાપ્રત્યે જાયછે." ઉદાહરણ ૩ જું.

એ ઉદાહરણમાં સૂર્ય સ્વાભાવિક રીતે ઉત્તરદિશા પ્રત્યે જાય છે તે કાંઈ પુરાતન ઘોડાને બદલવાસારુ સ્વેચ્છાથી ત્યાં જતો નથી, તે છતાં ઘોડા બદલવારૂપ ફલની તેમાં સંભાવના કરવામાં આવી, તેથી એ ફ્લોત્પ્રેક્ષા. એ ફ્લોત્પ્રેક્ષા અસિદ્ધવિષયા છે, કારણ કે ઘોડા બદલવારૂપ ફલ કેવળ કલ્પિત છે.

## ૧૩. रूपकातिशयोक्ति.

જ્યાં ઉપમેયનું નામ ન લેતાં કેવળ ઉપમાનવડે જ ઉપમેયનું વર્ણન કરવામાં આવે ત્યાં રૂપકાતિશયોક્તિ. લક્ષણ

"બે નીલકમળમાંથી તીક્ષ્ણ એવાં બાણ નીકળે છે તે જો." ઉદાહરણ ૧ લું.

એ ઉદાહરણમાં નેત્ર અને કટાક્ષ જે ઉપમેય તેમનું નામ ન લેતાં કેવળ તેમનાં નીલકમલ અને તીક્ષ્ણ બાણ જે ઉપમાન તેવડે જ તેમનું વર્ણન કરવામાં આવ્યું; તેમ જ કમળમાંથી બાણનું નીકળવું અસંભવિત છતાં પણ તે વર્ણન કરવામાં આવ્યું. તેથી એ રૂપકાતિશયોક્તિ.

"તુળસીના વનમાં એક સોનાની લતા છે તેનું હું શું વર્ણન કરુ!! શું મારી બુદ્ધિ સ્પર્શ કરી શકે છે? નથી કરી શકતી. તે લતા ઉપર મદનના મનને હરણ કરે એવાં બે શ્રીફળ ફળ્યાં છે; તે શ્રીફળની ઉપર કમળ ફૂલી રહ્યું છે; તેનું ઉદાહરણ ૨ જું.

રૂપ નિરૂપણ કરતાં મનમાં દ્રવ ઉઠે છે; તે કમળની ઉપર એક પોપટ છે અને તે પોપટની ઉપર બે ખંજનનાં બચ્ચાં ખેલે છે."

એ ઉદાહરણમાં નાયકા, સ્તન, મુખ, નાસિકા અને બે નેત્ર એ જે ઉપમેય તેમનું નામ ન લેતાં તેમના ઉપમાન જે સોનાની લતા, શ્રીફળ, કમળ, પોપટ અને ખંજનપક્ષીનાં બચ્ચાં એવડે જ તેમનું વર્ણન કરવામાં આવ્યું; તેમ જ લતા ઉપર શ્રીફળનું ઉગવું વગેરે અસંભવિત છતાં તેનું વર્ણન કરવામાં આવ્યું, તેથી એ રૂપકાતિશયોક્તિ.

એ બીજા ઉદાહરણને કવિપ્રિયામાં કેશવદાસે વિરુદ્ધરૂપકનાં ઉદાહરણ તરીકે આપેલું છે; પરંતુ ઉપલું લક્ષણ એમાં બરાબર ઘટે છે અને પાછળ રૂપકના ભેદમાં વિરુદ્ધ રૂપકનું ઉદાહરણ આ ગ્રન્થમાં આપવામાં પણ નથી આવ્યું, તેથી બીજા કેટલાએક કવિઓના મતને અનુસરીને એને રૂપકાતિશયોક્તિ અલંકારનું ઉદાહરણ ગણ્યું છે.

## सापह्नवरूपकातिशयोक्ति·

લક્ષણ  અપહ્નુતિયુક્ત જે રૂપકાતિશયોક્તિ તે સાપહ્નવરૂપકાતિશયોક્તિ.

ઉદાહરણ  "હે રાજન્! તારી સુંદર વાણીમાં સુધા છે તેને ભ્રાંત પુરુષો ચન્દ્રમા દેખે છે."

એ ઉદાહરણમાં ચન્દ્રમંડળમાં જે છે તે અમૃત નથી એ અપહ્નવયુક્ત એવું. તેમ જ ઉપમેય જે માધુર્ય તેનું નામ ન લેતાં તેનું ઉપમાન જે સુધા તેવડે જ વર્ણન કરવામાં આવ્યું તેથી, એ સાપહ્નવરૂપકાતિશયોક્તિ અલંકાર થયો.

## भेदकातिशयोक्ति.

જ્યાં કોઈએક વસ્તુ લોકપ્રસિદ્ધ વસ્તુ કરતાં અધિક ન છતાં તેનું લોકોત્તરત્વે કરીને વર્ણન કરવામાં આવ્યું હોય ત્યાં ભેદકાતિશયોક્તિ. લક્ષણ.

"આ કવિની કવિતા તે ન્યારી જ." ઉદાહરણ.

એ ઉદાહરણમાં અમુક કવિની કવિતારૂપ વસ્તુ લોકપ્રસિદ્ધ એવી કવિતારૂપ વસ્તુ કરતાં અધિક ન છતાં તેનું લોકોત્તરત્વે કરીને વર્ણન કરવામાં આવ્યું, તેથી ભેદકાતિશયોક્તિ.

## सम्बन्धातिशयोक्ति.

અસમ્બન્ધનેવિષે સમ્બન્ધની જે કલ્પના, તે સમ્બન્ધાતિશયોક્તિ. લક્ષણ.

"વીરરુદ્રદેવ રાજાનું દાતૃત્વ જોઈને ચકવાકી એમ સંતોષ પામે છે કે, દિવસનો નાશ કરનાર કનકાચલ (મેરુ) હવે થોડા જ દિવસમાં ક્ષય પામશે." ઉદાહરણ

એ ઉદાહરણમાં ચકવાકીને સૂર્યનો અસ્ત કરનાર મહામેરુના ક્ષયની સંભાવનાથી થએલા સંતોષનો સમ્બન્ધ ન છતાં પણ તે સમ્બન્ધ વર્ણવવામાં આવ્યો, તેથી એ સમ્બન્ધાતિશયોક્તિ.

## असम्बन्धातिशयोक्ति.

જ્યાં સમ્બન્ધમાં અસમ્બન્ધ વર્ણવવામાં આવે ત્યાં અસમ્બન્ધાતિશયોક્તિ. લક્ષણ.

"હે રાજેંદ્ર! તું દાતાર છે તો અમે કલ્પતરુને ગણકારતા નથી." ઉદાહરણ.

એ ઉદાહરણમાં રાજા દાતાર હોવાથી કલ્પતરુને ન માનવું એમ કાંઈ નથી. તેથી કલ્પતરુને માનવાનો

સમ્બન્ધ છતા પણ અસમ્બન્ધ વર્ણવ્યો, માટે એ અસમ્બન્ધાતિશયોક્તિ

### અક્રમાતિશયોક્તિ.

લક્ષણ જ્યા હેતુ અને કાર્ય એક કાલત્વે વર્ણવવામાં આવે ત્યાં અક્રમાતિશયોક્તિ

ઉદાહરણ. "હમીર વીરનું ખડ્ગ કોશમાથી નીકળતામા શત્રુના સમુદાયે કોશ મૂક્યો, ખડ્ગ કમ્પતામાં શત્રુનો સમુદાય કમ્પ્યો, તેમ જ તે ખડ્ગે ક્ષમા છોડતામા શત્રુસમૂહે ક્ષમા છોડી."

એ ઉદાહરણમા ખડ્ગનું કોશમાથી નીકળવુ, કમ્પવુ અને તેણે ક્ષમા છોડવી એ ત્રણ હેતુ તેમનુ અને શત્રુએ કોશ મૂકવો, કમ્પવુ અને ક્ષમા છોડવી, એ ત્રણ કાર્ય તેમનુ, એક કાલત્વે વર્ણન કરવામા આવ્યુ તેથી અક્રમાતિશયોક્તિ

### ચપલાતિશયોક્તિ.

લક્ષણ. જયા હેતુનું જ્ઞાન થતાં જ કાર્યની ઉત્પત્તિ થાય ત્યા ચપલાતિશયોક્તિ

ઉદાહરણ "રામને વનવાસ એટલુ કૈકેયીના મુખથી સાભળતાં જ દશરથનુ ગાત્ર પીળુ પડી ગયુ અને સુકાઈ ગયુ"

એ ઉદાહરણમા રામના વનવાસરૂપ હેતુના જ્ઞાન માત્રવડે ગાત્રનું પીળુ પડી જવુ અને સુકાઈ જવુ એ રૂપ કાર્યની ઉત્પત્તિ વર્ણવવામા આવી, તેથી એ ચપલાતિશયોક્તિ અલકાર

### અત્યંતાતિશયોક્તિ.

લક્ષણ જ્યા હેતુ કરતા કાર્યની ઉત્પત્તિ પ્રથમ વર્ણવવામાં આવે ત્યા અત્યન્તાતિશયોક્તિ અલકાર જાણવો

"હે દીનબન્ધુ! પ્રથમ જ ગ્રાહે ગળેલા ગજને તમે છોડાવ્યો પછી તેણે તમારું નામ પોકાર્યું.' ઉદાહરણ

એ ઉદાહરણમાં નામ પોકારવારૂપ હેતુ કરતાં છોડાવવારૂપ કાર્યની ઉત્પત્તિ પ્રથમ વર્ણવવામાં આવી, તેથી એ અત્યતાતિશયોક્તિ અલંકાર.

---

## ૧૪. તુલ્યયોગિતા.

અનેક વર્ણનીય વસ્તુ અથવા અનેક અવર્ણનીય વસ્તુના ધર્મનું ઐક્ય વર્ણવવામાં આવે ત્યાં તુલ્યયોગિતા. લક્ષણ

"કમળો અને સ્વેચ્છાચારિણીઓનાં મુખ કરમાય છે." ઉદાહરણ ૧ લું

એ ઉદાહરણમાં પ્રસ્તુત ચન્દ્રોદયનાં કાર્યરૂપે વર્ણનીય જે કમલ અને પ્રકાશભીરુ વ્યભિચારિણીઓનાં મુખ તેમનો સકોચ થવારૂપ એક ક્રિયાગત ધર્મ વર્ણવ્યો, તેથી એ તુલ્યયોગિતા

"તારા અંગની કોમલતા જોઈને માલતી, ચન્દ્ર અને કદલીની કઠોરતા કોના હૃદયને ભાસતી નથી?" ઉદાહરણ ૨ જું

એમાં પ્રસ્તુત નાયકાની સુકુમારતાનું વર્ણન કરતાં અપ્રસ્તુત માલતી ઈત્યાદિકમા રહેલા કઠોરતારૂપ એક ગુણગત ધર્મનો અન્વય વર્ણવ્યો, તેથી એ પણ તુલ્યયોગિતા.

### દ્વિતીય તુલ્યયોગિતા

જ્યાં હિત અને અહિતમાં વૃત્તિનું સરખાપણું કથન કરવામાં આવે ત્યાં બીજી તુલ્યયોગિતા. લક્ષણ

"તું મિત્ર અને શત્રુના સમૂહને પરાભૂતિ આપે છે." ઉદાહરણ ૧ લું

એ ઉદાહરણમાં "પરાભૂતિ" એ શબ્દના બે અર્થ છે. તે એવા કે "પરા" એટલે ઉત્કૃષ્ટ અને "ભૂતિ" એટલે સંપત્તિ, એટલે ઉત્કૃષ્ટ સંપત્તિ તે મિત્રને આપેછે; અને "પરાભૂતિ" એટલે પરાભવ તે શત્રુને આપેછે. એમાં મિત્ર અને શત્રુને પરાભૂતિરૂપ એક જ વસ્તુ આપવાથી તેમના પ્રત્યે વૃત્તિનું સરખાપણું કથન કરવામાં આવ્યું, તેથી એ બીજી તુલ્યયોગિતા.

ઉદાહરણ ૨ જું "જે કુવાડાવતી કાપે છે, જે મધ અને ઘીથી સિંચે છે અને જે ચન્દન પુષ્પવડે પૂજે છે તે સઘળાને લીમડો કડવો જ લાગે છે."

એમાં કાપનાર જે અહિત તેમ સિંચનાર અને પૂજનાર જે હિત તેમના પ્રત્યે કટુતા આપવારૂપ વૃત્તિનું સરખાપણું વર્ણવવામાં આવ્યુ, તેથી એ પણ બીજી તુલ્યયોગિતા.

### तृतीयतुल्ययोगिता.

લક્ષણ. જ્યાં ગુણવડે ઉત્કૃષ્ટ એવી અનેક વસ્તુઓ સાથે કોઈએકને સમાન કરીને વર્ણવવામાં આવે ત્યાં ત્રીજી તુલ્યયોગિતા.

ઉદાહરણ. "હે રાજા! યમ, વરુણ, કુબેર અને ઇન્દ્ર એ લોકપાળ છે અને તમે પણ છો."

એ ઉદાહરણમાં વર્ણનીય જે રાજા તેને લોકપાલત્વે કરીને યમાદિકની સાથે સમાન કરીને વર્ણવામાં આવ્યો તેથી એ ત્રીજી તુલ્યયોગિતા.

---

## ૧૯ दीपकालंकार.

લક્ષણ જ્યાં વર્ણ્ય અને અવર્ણ્યનાં ધર્મનું ઐક્ય વર્ણવવામાં આવે ત્યાં દીપકાલંકાર.

"રીઝે બ્રાહ્મણ ભોજને, મેઘ શબ્દથી મોર; ઉદાહરણ.
સાધુજન પરસુખથકી, ખળ પરદુખે નઠોર."૧

એ ઉદાહરણમાં વર્ણ્ય જે ખળ અને અવર્ણ્ય જે બ્રાહ્મણ, મોર અને સાધુ તેમના રીઝવવારૂપ ક્રિયાગત ધર્મનું ઐકય કથન કરવામાં આવ્યુ તેથી દીપકાલંકાર.

---

## ૧૬ आवृत्तिदिपक.

"આ મેઘમાલા વરસે છે અને રાત્રી વરસે છે." ઉદાહરણ ૧ લુ.

એ ઉદાહરણમાં નાયકાની સખી પ્રત્યે ઉક્તિ છે. નાયકા કહે છે કે મેઘ વરસે છે અને રાત્રી વરસ પણ છે અર્થાત્ વરસ જેવડી મને લાગે છે. એ રીતે "વરસે" એ શબ્દ બેવાર આવ્યો તેથી એ શબ્દાવૃત્તિદીપકાલંકાર.

"કદંબ ફૂલે છે અને કાંટાસરિયાની કળીઓ ખીલે છે." ઉદાહરણ ૨ જું

એ ઉદાહરણમાં ફુલે છે અને ખીલે છે એ બન્નેનો એક જ અર્થ હોવાથી એ અર્થાવૃત્તિદીપકાલંકાર.

"તારા મુખવડે જીતાયલો ચન્દ્ર વાદળમાં લીન થાય છે અને કમળ પણ પાણીનાં પૂરમાં લીન થાય છે." ઉદાહરણ ૩ જું

એ ઉદાહરણમા લીન થાય છે એ શબ્દ અને લીન થવુ એ અર્થ એમ બન્નેની આવૃત્તિ થવાથી શબ્દાર્થાવૃતિદીપકાલંકાર.

---

## ૧૭ प्रतिवस्तूपमा.

જ્યાં ઉપમાન વાકય અને ઉપમેય વાકયનો એક ધર્મ ભિન્ન શબ્દવડે કથન કરવામાં આવે ત્યાં પ્રતિવસ્તૂપમા. લક્ષણ

ઉદાહરણ ૧ લું "તાપવડે સૂર્ય શોભે છે અને ચાપવડે શૂર પુરુષ રાજે છે"

એ ઉદાહરણમાં પહેલું ઉપમાન વાક્ય છે અને બીજું ઉપમેય વાક્ય છે તે બન્નેનો શોભવારૂપ એક ધર્મ "शोभे छे" અને "राजे छे" એ બે ભિન્ન શબ્દવડે કથન કરવામા આવ્યો. તેથી પ્રતિવસ્તૂપમા.

ઉદાહરણ ૨ જું "વિદ્વાનના પરિશ્રમને વિદ્વાન જ જાણે છે, કાંઈ વાઝણી મોટી એવી પ્રસવની પીડાને જાણતી નથી"

એ ઉદાહરણમાં વાઝણી મોટી એવી પ્રસવની પીડાને જાણતી નથી અર્થાત્ જણનારી જ જાણે છે એ ઉપમાન વાક્ય અને તેની ઉપરનું ઉપમેય વાક્ય છે તેનો જાણવારૂપ એક ધર્મ નિષેધમુખથી કથન કરવામા આવ્યો, તેથી એ પ્રતિવસ્તૂપમાલકાર.

અર્થાવૃત્તિદીપકાલંકાર અને પ્રતિવસ્તૂપમાલંકાર એ બેમાં શો ભેદ છે તે નીચેનાં ઉદાહરણો ઉપરથી જણાઈ આવશે. જેમ "कदंब फूले छे अने कांगसरियानी कलीओ खीले छे"એમા "फूले छे" અને "खीले छे" એ બે પદનો અર્થ એક જ છે, જો કે શબ્દો બે જુદા છે તેથી એક જ અર્થની બે જુદા શબ્દોવડે આવૃત્તિ એટલે ફરી આવવુ થયાથી અર્થાવૃત્તિદીપકાલકાર થયો. હવે "तापवडे सूर्य शोभे छे अने चापवडे शूर पुरुष राजे छे" એમા પણ "शोभेछे" અને "राजेछे" એવાં બે પદ છે અને તે બન્નેને અર્થ એક જ છે તેથી એ પણ બે જુદા શબ્દવડે એક જ અર્થની આવૃત્તિ એટલે ફરી આવવુ થયુ તેથી એ પણ અર્થાવૃત્તિદીપકાલંકાર કાં નહીં? તો એ શકાનું સમાધાન એ કે, પ્રતિવસ્તૂપમામા તો ઉપમાન ઉપમે-

ચનો સમ્બન્ધ હોય છે, પરતુ દીપકાલકારમાં તેમ નથી હોતો, તેથી "तापवडे सूर्य शोभे छे" ઇત્યાદિવાળું ઉદાહરણ તે પ્રતિવસ્તૂપમાલકારનું જાણવુ.

## ૧૮ दृष्टांतालंकार.

જ્યાં ઉપમાન વાક્ય અને ઉપમેય વાક્યના જુદા જુદા ધર્મનો બિમ્બ પ્રતિબિંબભાવ દર્શાવવામાં આવે ત્યાં દૃષ્ટાંતાલંકાર. લક્ષણ.

"ગુણ જાણ્યામાં ન આવ્યા હોય તે છતાં પણ ઉત્તમ કવિની વાણી કાનમાં અમૃતધારા રેડે છે; જુઓ કે સુગંધ આવી ન હોય તોપણ માલતીમાલા નેત્રનું હરણ કરે છે." ઉદાહરણ ૧ લું

એ ઉદાહરણમાં પહેલુ ઉપમેય વાક્ય છે અને બીજું ઉપમાન વાક્ય છે, તેના અમૃતધારા રેડવી અને નેત્રહરણ કરવારૂપ જે જુદા જુદા ધર્મ તેમનો હૃદયાહ્લાદત્વે કરીને બિમ્બપ્રતિબિમ્બભાવ દર્શાવવામાં આવ્યો, તેથી દર્ષ્ટાંતાલંકાર.

"અનુભવી પુરુષના જ મુખથી શ્રવણ કરેલી વાણી ફલીભૂત થાય છે; જન્માંધ પુરુષ બીજાને ચન્દ્ર દેખાડવાને સમર્થ નથી જ." ઉદાહરણ ૨ જું

એ ઉદાહરણમાં પહેલુ ઉપમેય વાક્ય છે અને બીજું ઉપમાન વાક્ય છે તેમના ફલીભૂત થવું અને જણાવવું એરૂપ જુદા જુદા ધર્મનો ઇષ્ટદર્શકત્વે કરીને બિમ્બપ્રતિબિમ્બ ભાવ દર્શાવવામાં આવ્યો, તેથી દૃષ્ટાંત.

## ૧૯ निदर्शना.

લક્ષણ પરસ્પર સદશ એવા વાક્યાર્થનો ઐકયારોપ વર્ણવ વામાં આવ્યો હોય ત્યાં નિદર્શનાલંકાર જાણવો

ઉદાહરણ "મૂર્ખને ઉપદેશ કરવો એ ભેંસની આગળ ભાગવત વાચવું છે"

એ ઉદાહરણમાં મૂર્ખને ઉપદેશ કરવો એ ઉપમેય વાક્યાર્થનો અને ભેંસની આગળ ભાગવત વાંચવું એ ઉપમાન વાક્યાર્થનો "એ" એ વચનવડે ઐકયારોપ કથન કરવામાં આવ્યો, તેથી નિદર્શનાલંકાર

### द्वितीय निदर्शना.

લક્ષણ જ્યાં ક્રિયાવડે સત્ કિંવા અસત્ અર્થનું બોધન થાય ત્યાં સદર્થ અને અસદર્થ નિદર્શના જાણવી

ઉદાહરણ ૧ લુ 'સંપત્તિનુ ફલ બંધુજન ઉપર અનુગ્રહ કરવો એ છે એમ દર્શાવવાને સૂર્ય ઉદય પામ તા જ કમલને શોભા અર્પણ કરે છે"

એ ઉદાહરણમાં કમલને શોભા આપવારૂપ સૂર્ય-ની ક્રિયાવડે લોકોને સમ્બન્ધી ઉપર અનુગ્રહ કરવારૂપ સદર્થનો બોધ કરવામા આવ્યો તેથી સદર્થનિદર્શના

ઉદાહરણ ૨ જું 'ઉંચુ પદ પામીને જે લઘુ છે તે ત્યાંથી તરત જ પડે છે એમ કહેતો પર્વતના મસ્તક-પર રહેલો જલકણનો સમૂહ મંદ પવનથી કંપીને નીચે પડે છે"

એ ઉદાહરણમાં જલકણના સમૂહે નીચે પડવારૂપ ક્રિયાવડે લઘુજનોએ નીચે પડવારૂપ અસદર્થનો બોધ કર્યો, તેથી એ અસદર્થનિદર્શના

## ૨૦ વ્યતિરેકાલંકાર.

કોઈએક અસાધારણ અન્ય ધર્મવડે ઉપમાન કરતાં ઉપમેયનો ઉત્કર્ષ કિંવા અપકર્ષ વર્ણવવામાં આવે ત્યાં વ્યતિરેકાલંકાર જાણવો. લક્ષણ.

"સંત જનો શૈલસરખા ઉન્નત છે, પરંતુ કોમલ પ્રકૃતિના હોય છે." ઉદાહરણ ૧ લું

એ ઉદાહરણમાં ઉપમાન કરતાં ઉપમેયને વિષે પ્રકૃતિની કોમલતારૂપ અસાધાણુ (વિશેષ) અન્ય ધર્મ રહ્યો છે, તેવડે તેનો ઉત્કર્ષ વર્ણવવામાં આવ્યાથી એ વ્યતિરેકાલંકાર.

"હે મિત્ર અશોક! તું જેમ નૂતન એવા પલ્લવોવડે રક્ત (રાતા રંગનો) છે, તેમ હું મારી પ્રિયાના પ્રશંસનીય ગુણોયે કરીને રક્ત (અનુરક્ત) છું, અર્થાત્ પ્રિયાને વિષે પ્રીતિવાળો છું; તારા પ્રત્યે જેમ શિલીમુખ (ભ્રમરો) આવે છે, તેમ મારા પ્રત્યે પણ મદનના ધનુષમાંથી છૂટેલાં શિલીમુખ (બાણો) આવે છે; જેમ કાન્તાના ચરણનો આઘાત તને સંતોષદાયક છે (અર્થાત્ કામિનીના પદાઘાતે અશોકવૃક્ષને પુષ્પોદ્ગમ થાય છે એ કવિ પ્રસિદ્ધિ છે), તેમ મને પણ છે. એ પ્રકારે આપણું સર્વે સરખુ છે, તથાપિ ફેર માત્ર એટલો જ છે કે, બ્રહ્માએ તને અશોક (શોકરહિત) કર્યો અને મને સશોક (શોકયુક્ત-ઉદાસ) કર્યો." ઉદાહરણ ૨ જું

એ ઉદાહરણમાં અશોકવૃક્ષ જે ઉપમાન તેના કરતા વિરહી પુરુષ જે ઉપમેય તેને વિષે સશોકત્વરૂપ ધર્મ

રહ્યાથી તેનો અપકર્ષ વર્ણવવામાં આવ્યો, તેથી એ વ્યતિરેકાલંકાર.

ઉદાહરણ ૩ જું "ચન્દ્ર ઓછો ઓછો થતો જતો પણ નિત્ય વધે છે, પરંતુ હે સુંદરી! ઉભી રહે! પ્રસન્ન થા! જોબન એકવાર ગયું તે પાછું આવતું નથી."

એ ઉદાહરણમાં ઉપમેય જે જોબન તેનો ઉપમાન જે ચન્દ્ર તેના કરતાં, ગયા પછી પાછાં ન આવવા રૂપ અસાધારણ અન્ય ધર્મવડે અપકર્ષ વર્ણવવામાં આવ્યો, તેથી એ પણ વ્યતિરેકાલંકાર જાણવો.

ઉદાહરણ ૪ થું "જેની મૂઠ બાંધેલી છે, કોશ ગ્રહમાં બેઠેલાં અને સ્વભાવે મલિન એવાં કૃપણ અને કૃપાણ એ બેમાં માત્ર આકારનોજ ભેદ છે."

એ ઉદાહરણમાં માત્ર ઉપમાન અને ઉપમેયમાં આકારભેદ કથન કરવામાં આવ્યો છે, પરન્તુ ઉપમેયનો ઉત્કર્ષ કે અપકર્ષ કાંઈ વર્ણવવામાં નથી આવ્યો, તથાપિ એને વ્યતિરેકાલંકાર સમજેલો છે.

---

## २१ सहोक्तिअलंकार.

લક્ષણ. જ્યાં સહૃદય જનોનાં મનને આહ્લાદક એવો સહભાવ વર્ણવવામાં આવે, ત્યાં સહોક્તિ અલંકાર જાણવો.

ઉદાહરણ. ૧ લું "રાવણ એવો પ્રતાપી હતો કે, તેણે ઇન્દ્રાદિ દશે દિગ્પાળોને જિતી વશ કર્યા હતા, તોપણ જ્યારે તે સમરભૂમિમાં આવી ઉભો રહ્યો, ત્યારે બાણુની સાથે જ રાવણનો પ્રાણ મહારણધીર એવા જે શ્રીરઘુવીર તેમને શરણ આવ્યો."

એ ઉદાહરણમાં રામનું બાણ અને રાવણનો પ્રાણ એ બેનો આહ્લાદજનક સહભાવ વર્ણવવામાં આવ્યો તેથી એ સહોક્તિ અલંકાર.

"વૃજવનિતાનું શરીરસૌંદર્ય વખાણતાં એક કવિ કહે છે કે, તેમનાં અનુપ રૂપનું શું વખાણ કરૂ!!! માથાથી તે પગસૂધી એવો સુંદર ઘાટ બીજો કોઈ જોવામાં આવ્યો નથી. વળી ચિત્ત રાખીને સાંભળો કે, તેમની કંચન વરણી કાયાને વિષે એવો ગુણ જોવામાં આવ્યો કે જેનો સુગંધ સમીરની સાથ લાગ્યો દિગંતસૂધી ચાલ્યો જાય છે." ઉદાહરણ ૨ જું

એમાં વૃજવનિતાના શરીરનો સુગંધ અને પવન એ બેનો ચમત્કારિક સહભાવ વર્ણવવામાં આવ્યો, તેથી એ પણ સહોક્તિ અલંકાર.

એ અલંકારમાં લક્ષમાં રાખવાનું એટલું જ છે કે, જે બે પદાર્થ અથવા વસ્તુનો સહભાવ વર્ણવવામાં આવે તે બન્ને એક જ વર્ગની ન હોવી જોઈએ જેમ જેમ સહભાવ થવાના અસભવની વિશેષતા તેમ તેમ ચમત્કારની અધિકતા જાણવી. કોઈ કહે કે "પુત્રસહિત પિતા સભામાં પધાર્યો" અથવા "લક્ષ્મણસહિત રામ ગહન વનમાં આવ્યા," કે "સાંજની વાછરડીસહિત ગાય ઘેર આવી" એ સહોક્તિ અલકાર થયો, તો એ ત્રણે ઉદાહરણોમાં ચમત્કારનો અભાવ હોવાથી એ અલંકાર જ નથી. અર્થાત્ સહોક્તિ અતિશયોક્તિમૂલક એવી હોવી જોઈએ.

---

## ૨૨ विनोक्तिअलंकार.

લક્ષણ કોઈ વસ્તુવિના પ્રસ્તુત એટલે વર્ણનીયને હીન કિંવા રમ્ય કહેવામા આવે ત્યાં વિનોક્તિ અલંકાર

ઉદાહરણ ૧ લુ "મનોહર એવી વિદ્યા પણ વિનયસંપત્તિ વિના વ્યર્થ"

એમાં પ્રસ્તુત જે વિદ્યા તેનું વિનયવિના હીનત્વ કહ્યુ, તેથી એ વિનોક્તિ અલંકાર

ઉદાહરણ ૨ જું "તાલસુરવાળુ ગાયન પણ કંઠવિના તે એવુ જ."

એ ઉદાહરણમાં વર્ણનીય જે ગાયન તેનું કંઠવિના હીનત્વ દર્શાવવામા આવ્યુ નેથી એ વિનોક્તિ એમા "एवंज" એના અર્થ "કાંઈ નહિ' એટલે નકામુ એવો સમજવો

ઉદાહરણ ૩ જું "હે નરેંદ્ર! ખળજનોવિના આ તમારી સભા અધિક શોભે છે"

એ ઉદાહરણમા પ્રસ્તુત જે સભા તેનું ખળજનો વિના રમ્યત્વ કથન કરવામાં આવ્યું, તેથી એ વિનોક્તિ અલંકાર

એ અલંકારમાં 'विना' એ શબ્દના પ્રયોગનો અભાવ હોય તોપણ વિનાર્થની વિવક્ષાએ વિનોક્તિ અલંકાર જાણવો જેમ "ચન્દ્રબિંબ જેણે જોયુ નહિ એવી જે નલિની (કમલિની) તેનો અવતાર એળે ગયો, (તેમજ) જેણે ખીલેલી એવી કમલિની ન જોઈ એવો જે ચન્દ્ર તેની ઉ૫તિ પણ નિષ્ફલજ" એ જ પ્રમાણે પાછલા સહોક્તિ અલંકારમા "सह" એ શબ્દનો અભાવ હોય તોપણ સહાર્થની વિવક્ષાએ સહોક્તિ અલંકાર જાણવો.

---

## ૨૩ समासोक्तिअलंकार.

સમાન એવા કાર્ય અથવા લિંગવડે કિંવા શ્લેષયુક્ત એવા વચનવડે પ્રસ્તુતમાં અન્ય વસ્તુના વ્યવહારનો સમારોપ તે સમાસોક્તિ. લક્ષણ

"હે મલયાચલગંધવાહ (પવન)! તું કમલનયનીના કનકકલશની શોભાને ભજનાર એવાં જે સ્તન, તેની ઉપરનાં વસ્ત્રને દૂર કરીને તેના સંપૂર્ણ અંગને બલાત્કારે આલિંગન કરે છે, તેથી તને જ ધન્ય છે." ઉદાહરણ ૧ લું

એમાં બલાત્કારે આલિંગન કરવું એ રૂપ સમાન કાર્યવડે પ્રસ્તુત પવનને વિષે અન્ય વસ્તુ અથવા અપ્રસ્તુત જે હઠકામુક તેના વ્યવહારનો સમારોપ હોવાથી એ સમાસોક્તિ અલંકાર જાણવો.

"જયની ઈચ્છા જેની પૂર્ણ થઈ નથી એવા મનસ્વી પુરુષને સ્ત્રીની શી ચિંતા? જુઓ! સંપૂર્ણ જગતનું આક્રમણ કર્યાવિના સૂર્ય સંધ્યાને ભજતો નથી." ઉદાહરણ ૨ જું

એમાં પુલ્લિંગ સ્ત્રીલિંગત્વવડે સૂર્યને સંધ્યામાં નાયક નાયિકાના વ્યવહારનો સમારોપ હોવાથી સમાસોક્તિ જાણવી.

"કલાનિધાન એવો શશિ, કર પસારીને માલતીને સ્પર્શ કરે છે." ઉદાહરણ ૩ જું

એમાં કલાનિધાન અને કર એ બે શ્લેષયુક્ત વચનો છે, તેવડે પ્રસ્તુત જે શશિ અને માલતી તેમને વિષે અન્ય વસ્તુ એટલે અપ્રસ્તુત જે નાયક નાયિકા તેમના વ્યવહારનો સમારોપ હોવાથી એ પણ સમાસોક્તિ.

સમાસોક્તિ એટલે સંક્ષેપરૂપ એવી જે ઉક્તિ એટલે વાણી તે. સંક્ષેપરૂપ એટલા માટે કે એકના જ માત્ર પ્રયોગવડે પ્રસ્તુત અને અપ્રસ્તુત બન્નેની પ્રતીતિ થાય છે.

---

## ૨૪ પરિકરાલંકાર.

લક્ષણ જ્યાં વિશેષણ સાભિપ્રાય (અભિપ્રાયસહિત) હોય ત્યાં પરિકરાલંકાર.

ઉદાહરણ ૧ લું "ચન્દ્ર મુકુટધારક મહાદેવ તમારા તાપને હરણ કરો."

એ ઉદાહરણમાં મહાદેવનું ચન્દ્રમુકુટધારક એ વિશેષણ, તાપહરણ સામર્થ્યરૂપ જે અભિપ્રાય તેણે કરીને યુક્ત છે. કારણ કે તાપહરણ કરનાર જે ચન્દ્ર તે રૂપી મુકુટ તેના મસ્તકપર છે, તેથી તાપહરણ કરવાનું સામર્થ્ય વિશેષ સ્પષ્ટ થવાથી પરિકરાલંકાર.

ઉદાહરણ ૨ જું. "તારી કૃપાવડે કુસુમાયુધ એવો હું માત્ર એક વસંતની સહાયતા લઈને પિનાકપાણિ એવા મહાદેવ તેમના ધૈર્યનો, ભંગ કરું તો પછી બીજા તે મારી આગળ કોણ માત્ર."

એ ઉદાહરણમાં કુસુમાયુધ એ વિશેષણ અસાર આયુધ એ અભિપ્રાયનું અને પિનાકપાણિ એ વિશેષણ સાર આયુધ એ અભિપ્રાયનુ છે, તેથી પરિકરાલંકાર

ઉદાહરણ ૩ જું "હે ખગવાહન ભગવન્! તમે શીઘ્ર આવી મારી રક્ષા કરો."

એમા ભગવાનનું ખગવાહન એ વિશેષણ શીઘ્ર આગમન સામર્થ્યરૂપ જે અભિપ્રાય તેણે કરીને યુક્ત હોવાથી એ પરિકરાલંકાર.

"સર્વ પ્રકારની અપવિત્રતાનું ધામ એવું, કૃતઘ્ન અને નાશવંત એવા તુચ્છ શરીરને માટે મૂઢ પુરુષો પાપ કરે છે." ઉદાહરણ ૪ થુ.

એમા શરીરના વિશેષણો તેનાં ત્યાજ્યપણાંએ કરીને અસરલક્ષણીયત્વના અભિપ્રાયનાં સૂચક છે, તેથી પરિકરાલંકાર.

ઉપલાં ચાર ઉદાહરણોમાંના પહેલા અને ત્રીજામાં માત્ર એ વિશેષણ અભિપ્રાયયુક્ત છે. બીજામાં બે વિશેષણો તેવા છે અને ચોથામા તેથી પણ વધારે વિશેષણો આશયસહિત છે.

કેટલાએક કહે છે કે, પ્રયોજન રહિત એવુ વિશેષણ હોય તો અપુષ્ટાર્થત્વ દોષ ગણાય છે, માટે સપ્રયોજન વિશેષણ હોવાથી માત્ર ઉપર કહેલા દોષનો જ અભાવ છે એમ કહેવાય. પરન્તુ તેથી તેમા કાંઈ અલંકાર છે એમ ન કહેવાય. એક વિશેષ્યના સાભિપ્રાય અનેક વિશેષણો હોવાથી વૈચિત્ર્ય વિશેષ દૃષ્ટિએ પડવાથી તે પરિકર અલંકાર ગણેલો છે, એમ કેટલાએક કહે છે, પરન્તુ વસ્તુત એકથી વધારે વિશેષણો આવે તે જ પરિકર થાય એવો નિયમ નથી. કારણ કે જેમ એક પદનો અર્થ જેમાં હેતુ છે એવો પણ કાવ્યલિંગ અલંકાર થાય છે, એ સર્વેને સમત છે, તેમ એક વિશેષણ સાભિપ્રાય હોય તો પરિકરાલંકાર થાય એ યુક્ત છે

---

## ૨૯ परिकरांकुरालंकार.

જ્યાં વિશેષ્ય સાભિપ્રાય હોય ત્યાં પરિકરાંકુરાલંકાર જાણવો. લક્ષણ.

ઉદાહરણ ૧ લુ. "જોણી બલદેવ કોપ દાવાનલ પ્રગટ્યો છે,
શાંતિ કરવાને મેઘશ્યામ ત્યાં પધારિયા"

એ ઉદાહરણમાં મેઘશ્યામ એ વિશેષ્ય દાવાનલ શાંતિકરણ સામર્થ્યરૂપ જે અભિપ્રાય તેણે કરીને યુક્ત છે, તેથી એ પરિકરાંકુરાલંકાર જાણવો.

ઉદાહરણ ૨ જું. "તારા ગુણ કથવાને ફણીન્દ્ર (શેષ), લખવાને કાર્તવીર્ય (સહસ્રાર્જુન,) અને જોવાને ઇંદ્ર સમર્થ છે, હું ક્યાં અને તારા ગુણો ક્યાં? અર્થાત્ હું સમર્થ નથી"

એ રાજા પ્રત્યે કોઈ કવિની ઉક્તિ છે, એમાં ફણીન્દ્ર આદિ જે ત્રણ વિશેષ્ય તે સહસ્રવદનાદિ અભિપ્રાય યુક્ત છે, તેથી પરિકરાંકુરાલંકાર જાણવો

ઉપરના પહેલા ઉદાહરણમાં અભિપ્રાયસહિત એવો એક વિશેષ્ય છે અને બીજામાં તેવા ત્રણ છે તેમા એટલું લક્ષમાં રાખવા યોગ્ય છે કે, ફણીન્દ્ર એટલે શેષને સહસ્રવદન, સહસ્રાર્જુનને હજાર હાથ અને ઇન્દ્રને હજાર આંખ છે એ પુરાણપ્રસિદ્ધ છે. એ બીજા ઉદાહરણમા 'તારા ગુણ કથવાને, લખવાને અને જોવાને શેષ, સહસ્રાર્જુન અને શચિપતિ ( ઇન્દ્ર ) સમર્થ છે એટલો ફેરફાર કરવાથી યથાસંખ્યાલંકાર થઈ જાય

---

## ૨૬ શ્લેષાલંકાર.

લક્ષણ. જ્યા અનેક અર્થનો બોધ થાય એવી શબ્દરચના હોય ત્યા શ્લેષ.

ઉદાહરણ ૧ લુ. "રાજા મૃદુલ કરે લોકનાં હૃદય હરણ કરે છે"

એ ઉદાહરણમાં રાજા એટલે ચન્દ્ર, મૃદુલ એટલે

અભિનવ અને કર એટલે કિરણ, તેવડે લોકનાં મન હરી લે છે એ એક અર્થ, તેમ જ રાજા એટલે નરપતિ, મૃદુલ એટલે અલ્પ અને કર એટલે આજ્ઞા ધન તેથી લોકનાં મન હરી લે છે એ બીજો અર્થ. એમ અનેકાર્થબોધક એવી એમાં શબ્દરચના હોવાથી એ શ્લેષાલંકાર.

"તું મલિન, કુટિલ, નીરસ, જડ અને પુનર્ભવપણામાં પણ કચના સરખોજ છે. તને મેં મારા મસ્તકને વિષે ધારણ કર્યો, તથાપિ તું તારો પ્રકૃતિગુણ તજતો નથી, તેથી તારું નામ કચ પાડ્યું છે તે યોગ્ય છે." ઉદાહરણ ૨ જું.

એ બૃહસ્પતિના પુત્ર કચ પ્રત્યે શુક્રકન્યા દેવયાનીની ઉક્તિ છે. એમાં દેવગુરુના પુત્રનું નામ જેમ કચ છે તેમ વાળને પણ કચ કહે છે. તે બન્નેને લાગુ પડે એવી મલિનાદિ શબ્દવડે અનેકાર્થબોધક એવી રચના એ ઉદાહરણમાં હોવાથી એ શ્લેષાલંકાર.

"હરિ અને હર એ બન્નેની પ્રકૃતિ એક જ છે, પરંતુ પ્રત્યયના ભેદવડે ભિન્નવત્ ભાસે છે. પણ ખરો વિચાર કરતાં તેમ નથી. માટે જે કોઈ મૂઢ પુરુષ છે તે, એમનો જે ભેદ, તે વિનાશાઅ ઠરાવે છે." ઉદાહરણ ૩ જું.

એ ઉદાહરણનો એક અર્થ—ઈશ્વરપક્ષેઃ—

વિષ્ણુ અને શિવ એ બન્નેની પ્રકૃતિ એટલે માયાશક્તિ એક જ છે, પરતુ ચતુર્ભુજ, શ્યામવર્ણ અને પંચવક્ત્ર, ધવલવર્ણ આદિક પ્રત્યય (પ્રતીતિ સ્વારૂપ) ભેદવડે ભિન્ન સરખા ભાસે છે, પણ ખરો વિચાર કરતાં એક જ છે. માટે જે મૂઢ પુરુષ છે તે

એમનો ભેદ એ રૂપજ પોતાના વિનાશને અર્થે જે અજ્ઞ તે ઠરાવે છે એટલે નિશ્ચિત કરે છે

બીજો અર્થ—વ્યાકરણપક્ષે —

હરિ અને હર એ બે શબ્દોની "હ" ધાતુરૂપ પ્રકૃતિ એક જ છે પરન્તુ તેને લાગતા પ્રત્યયોના ભેદ-વડે એ બન્ને શબ્દો ભિન્ન સરખા ભાસે છે હવે પ્રકૃતિ એક જ છે, તેથી વસ્તુત તેમનો અર્થ એક જ છે માટે જે કોઈ મૂઢ (વ્યાકરણ વિહીન) છે તે શાસ્ત્રવિના એટલે શાસ્ત્રના આધારવિના હરિ ને હરનો ભેદ ઠરાવે છે

એમાં પણ અનેકાર્થબોધક શબ્દરચના હોવાથી એ શ્લેષાલંકાર.

"પિતા કણ્વમુનિને સખિ તું છે, પ્રાણથકી પણ પ્યારી;

ઉદાહરણ ૪ થુ તેમ છતે આશ્રમનૂં સોંપ્યુ, કામ ન કંઈ વિચારી"

એમાં સખી શકુન્તલાને કહે છે કે, પિતા જે કણ્વ-મુનિ તેને તું પ્રાણથી પણ વધારે વ્હાલી છતે-કંઈ વિચાર કર્યાવિના તને આશ્રમનું કામ સોંપ્યુ આશ્રમ એટલે પવિત્ર પુરષોને વસવાનું ઠેકાણું અને આ શ્રમનું એટલે આ મહેનતનું, એમ એકમાંથી અનેક અર્થ ઉપજ્વાથી શ્લેષાલંકાર

શ્લેષાલંકારના બે પ્રકાર છે ૧ સભંગશ્લેષ અને ૨ અભંગશ્લેષ જ્યાં શબ્દનો ભંગ કરવાથી બીજો અર્થ થાય ત્યાં સભંગશ્લેષ અને જ્યાં તેમ કર્યા વગર બીજો અર્થ થાય ત્યાં અભંગશ્લેષ ઉપર એ અલંકારના જે ઉદાહરણો આપવામા આવ્યાં છે, તેમાંના પહેલાં બે અભંગશ્લેષનાં છે, ત્રીજામાં અભંગ સભંગ મિશ્ર છે અને ચોથામાં સભંગશ્લેષ છે ઉપમા, રૂપક, વ્યતિરેક અને વક્રોક્તિ આદિ ઘણાએક અલંકારો શ્લેષમૂલક હોય છે

## ૨૭ अप्रस्तुतप्रशंसालंकार.

જ્યાં અપ્રસ્તુત વૃત્તાંતનાં વર્ણને કરીને પ્રસ્તુત વૃત્તાંતની પ્રતીતિ થાય, ત્યાં અપ્રસ્તુતપ્રશંસાલંકાર. લક્ષણ.

"પક્ષીઓમાં ચાતકને ધન્ય છે કે જે ઇન્દ્ર-વગર બીજા પાસે યાચ્ચા કરતો નથી." ઉદાહરણ ૧ લું.

એ ઉદાહરણમાં અપ્રસ્તુત જે ચાતક તેના ઇન્દ્ર-વગર બીજા કોઈ પાસે ન માગવારૂપ વૃત્તાંતવડે પ્રસ્તુત જે માની પુરુષ તેના ક્ષુદ્રજનો પાસે ન માગવારૂપ વૃત્તાંતની પ્રતીતિ, યાચ્ચા નિવૃત્તિરૂપ બન્નેમાં સમાનરૂપ જે ધર્મ તેવડે થઈ, તેથી સારૂપ્યનિબંધના અપ્રસ્તુત પ્રશંસા.

"મોટા બળવાન્ શત્રુસાથે વેર કરી જે ઉદાસીન થઇ બેસે છે તે વસ્ત્રમાં અંગારા બાંધીને દારુપર સુવે છે." ઉદાહરણ ૨ જું.

એ ઉદાહરણમાં બળિયા શત્રુસાથે વેર કરી ઉદાસીન રહેવું ઇત્યાદિ સામાન્ય, અપ્રસ્તુતનાં વૃત્તાંતવડે બળવાન્ શત્રુ શિશુપાળ સાથે રુક્મિણિહરણ કરી વેર વધારી શ્રીકૃષ્ણે ઉદાસીન થઇ બેસવું યોગ્ય નથી ઇત્યાદિ વિશેષપ્રસ્તુતવૃત્તાંતની પ્રતીતિ થઇ, તેથી સામાન્યનિબંધનાઅપ્રસ્તુતપ્રશંસા.

"પોતાના ખોળામાં જેણે મૃગને બેસાડયો છે તે ચન્દ્રમા મૃગલાંછન કહેવાય છે અને કઠોરતાથી મૃગના ટોળાંઓને નસાડનાર કેસરી તે મૃગાધિપ કહેવાય છે." ઉદાહરણ ૩ જું.

એ ઉદાહરણમાં ચન્દ્રમાનું મૃદુત્વ અને કેસરીની ક્રૂરતા એવા વિશેષરૂપ અપ્રસ્તુત વૃત્તાંતના વર્ણને કરી ક્રૂર પુરુષ જ કીર્તિ મેળવે છે અને મૃદુ પુરુષને લાંછન

લાગે છે એવા સામાન્ય પ્રસ્તુત વૃત્તાંતની પ્રતીતિ થઇ, તેથી વિશેષનિબંધના અપ્રસ્તુતપ્રશંસા.

ઉદાહરણ ૪ થું "તારા અધરને અર્થે દેવોએ સાગર મથન કરી અમૃત કાઢી લીધું', એ અસહ્ દુ:ખથી તે અદ્યાપિ ખારો છે."

એ ઉદાહરણમાં દેવોએ સાગર મંથન કરી અમૃત કાઢી લેવારૂપ કારણ એવું જે અપ્રસ્તુત વૃત્તાંતવર્ણન તેથી કાર્યરૂપ જે નાયકાના અધર એ પ્રસ્તુત વૃત્તાંતની પ્રતીતિ થઇ, તેથી કારણનિબંધનાઅપ્રસ્તુતપ્રશંસા

ઉદાહરણ ૫ મું "નાથ! તમારાં ચરણના નખના પ્રક્ષાલનના જલસાથે તણાઇને તે નખકાંતિની ઝીણી કણિકાઓ જે સમુદ્રમાં પેઠી છે, તે જ કણિયો સમુદ્રના મન્થનવડે એકઠી થઈને સમુદ્રનાં નવનીત (ચન્દ્ર) પદને પામી."

એ ઉદાહરણમા અપ્રસ્તુત એવો, ગંગાસાથે ખેંચાઇને સમુદ્રમાં પેઠેલી નખકાંતિની કણિકાઓનાં કાર્યરૂપ જે ચન્દ્ર, તેના વૃત્તાંતના વર્ણને કરીને નખકાંતિના ઉત્કર્ષરૂપ પ્રસ્તુત વૃત્તાંતની પ્રતીતિ થઇ, તેથી કાર્યનિબન્ધનાઅપ્રસ્તુતપ્રશંસા.

---

## ૨૮ પ્રસ્તુતાંકુરાલંકાર.

લક્ષણ એક પ્રસ્તુતાર્થમાંથી વિવક્ષિત એવા અન્ય પ્રસ્તુતાર્થનું દ્યોતન થાય, ત્યાં પ્રસ્તુતાંકુરાલંકાર જાણવો.

દોહરો.

ઉદાહરણ "જાતપાંત સો નવ જુવે, જુવે ન ઠામ કુઠામ;
યત્ર તત્રહુ઼ી પડે, યદાતદા ઘનશ્યામ." ૧
સવિતા સમશ્રની.

એમાં, વનવિહાર કરવા નાયક નાયિકા નીકળેલાં છે, તેવામા ઘન ઘેરાઇ આવી બુન્દ પડવા લાગ્યા તે સમયની નાયિકાની ઉક્તિ છે ઘનસ્યામ એટલે કાળો મેઘ તેના સ્વભાવવર્ણનરૂપ અર્થ પ્રસ્તુત છે, તેવડે સગી એવા નાયકને પણ ઘન સરખો અવિવેકી સ્વભાવ ન રાખવાના ઉપદેશરૂપ જે વિવક્ષિત એવો અન્ય પ્રસ્તુતાર્થ તેનુ પણ ઘોતન કરવામાં આવ્યુ, તેથી પ્રસ્તુતાંકુરાલકાર જાણવો.

---

## ૨૯ પર્યાયોક્ત્યલંકાર.

વર્ણન કરવા યોગ્ય વસ્તુનું ચમત્કારજનક રૂપાતરવે જે કથન તે પર્યાયોક્ત્યલકાર જાણવો. લક્ષણ

"હું રાહુની સ્ત્રીનાં સ્તનને નિષ્ફળ કરનાર હરિને નમુ છુ" ઉદાહરણ ૧ લુ

એમાં "રાહુનું મસ્તક છેદનાર" એ વર્ણન કરવા યોગ્ય છે તેનું "રાહુની સ્ત્રીના સ્તન નિષ્ફળ કરનાર" એમ ચમત્કારજનક રૂપાતરવડે કથન કર્યું, તેથી પર્યાયોક્ત્યલકાર

"જેના ચરણ લોકને દેખે છે અને જેનાં ચરણ લોક દેખતા નથી તે બન્ને વિશ્વના ગુરુ એવા જે તમે તેની વિદ્યાનું તોલન કરી શકતા નથી" ઉદાહરણ ૨ જું

એમા ગૌતમ અને પતઞ્જલિ એ બે વર્ણન કરવા યોગ્ય છે, તેમનું રૂપાતરવડે એટલે પેહેલાનું "જેના ચરણ લોકને દેખે છે" તેવડે અને બીજાનું "જેના ચરણ લોક દેખતા નથી" એવડે કથન કર્યું, તેથી પર્યાયોક્ત્યલકાર જાણવો ગૌતમનુ "અક્ષપાદ" એટલે પગનેવિષે જેને આંખો છે એવો, એ અર્થવાચક નામ

છે અને પતંજલિ શેષનો અવતાર તેથી "ઉરગ" એટલે છાતીએ ચાલનાર એ અર્થવાચક તેનું નામ છે, એટલે તેનાં ચરણ જોવામાં આવતાં નથી.

## દ્વિતીયપર્યાયોક્ત્યલંકાર.

લક્ષણ જ્યાં કાંઈક મિષ કરીને પોતાનું અથવા પારકાનું જે ઇષ્ટ તેનું સાધન કરવામાં આવે, એવા પ્રકારનું જે કથન, તે બીજો પર્યાયોક્તઅલંકાર

ઉદાહરણ ૧ લું. "તમે બન્ને અહીં બેસો, હું આમ્રલતા જોવા જાઉં છું.

એમાં સખીએ નાયક નાયકાને સંકેતસ્થળમાં બેસાડી પોતે આમ્રલતા જોવાના મિષથી બહાર જતાં તેમના ઇષ્ટનું સાધન કર્યું, તેથી એ પરેષ્ટસાધનરૂપ પર્યાયોક્તઅલંકાર.

ઉદાહરણ ૨ જું "હે રાધે 'મારા બે દડા આપ' એમ કહીને અચ્યુતે તેના સ્તનનું મર્દન કર્યું

એમાં દડાને મિષે બલાત્કારે બે સ્તનનું મર્દન કરવારૂપ જે પોતાનું ઇષ્ટ, તે શ્રીકૃષ્ણે સમ્પાદન કીધું, તેથી એ સ્વેષ્ટસાધનરૂપ પર્યાયોક્તઅલંકાર.

પર્યાય એટલે એક અર્થવાળા એવા ભિન્નભિન્ન અક્ષરોવડે જોડાયેલા શબ્દો તેણે કરીને યુક્ત એવી ઉક્તિ એટલે જે વાણી, તે પર્યાયોક્તિ એક મન્જુભાષાનામ ગ્રન્થમાં એનું એવું લક્ષણ આપવામાં આવેલું છે કે, "જ્યાં અભિપ્રેત એવા અર્થને પર્યાયવડે બોધ કરવામાં આવે ત્યાં પર્યાયોક્તઅલંકાર જાણવો" એ લક્ષણ મદન્ત્ર લક્ષમાં આવે એવું છે.

## ૩૦ વ્યાજસ્તુત્યલંકાર.

જ્યાં નિંદા અથવા સ્તુતિવડે, સ્તુતિ અથવા નિંદાનું કથન કરવામાં આવે ત્યાં વ્યાજસ્તુતિઅલંકાર. લક્ષણ

"હે ગંગા! આ તારો વિવેક કેવો કે પાપીને સ્વર્ગ પમાડે છે." ઉદાહરણ ૧ લું.

એ ઉદાહરણમાં તને વિવેક નથી એ નિંદાને મિષે, પુણ્યવાનની પેઠે જ તું પાપીને પણ સ્વર્ગ આપનારી છે, એવી સ્તુતિ કરવામાં આવી તેથી વ્યાજસ્તુતિ.

"હે દૂતિ! તેં મારે અર્થે નખ અને દંતના પ્રહાર સહન કર્યા, એવી તારા સરખી પ્રીતમને મનાવવા જનારી મારુ હિત ચાહનારી બીજી કોણ હોય." ઉદાહરણ ૨ જું

એ ઉદાહરણમાં મારે માટે તેં મોટું દુખ સહન કર્યું, એ સ્તુતિને મિષે તું તારો જ સ્વાર્થ સાધી આવી તેથી તને ધિક્કાર છે, એમ નિંદા કરવામાં આવી તેથી વ્યાજસ્તુતિ.

અંગદવિષ્ટિમાંથી.

રાક્ષસ—"અરે વાનર તું કોણ છે?

અંગદ—રામરાજાનો હું સંદેશહારક છું

રાક્ષસ—આગળ આવી ગએલો અને લંકાને બાળી ગયેલો પેલો હનુમાન કયાં છે?

અંગદ—તેને તો "રાવણના છોકરાથી તું બંધાયો?" એમ કહીને વાંદરાઓએ માર્યો અને તેનો તિરસ્કાર કર્યો તેથી તે લજવાઇને કોણ જાણે કયાં ભાગી ગયો તેની ખબર નથી." ઉદાહરણ ૩ જું

એ ઉદાહરણમાં હનુમાનની નિંદાવડે બીજા વાનરાઓની સ્તુતિ કરવામાં આવી, તેથી એ પણ વ્યાજસ્તુતિ.

ઉદાહરણ ૪ શુ "અરે મૃગ! તું ધનવાનના મોઢાસામે વારંવાર જોતો નથી, તેમની આગળ ખોટા પ્રિય વચનો બોલતો નથી, તેમના ગર્વનાં ભરેલા વચનો સાભળતો નથી અને તે ધનિકોની પાછળ તુ ધનની આશાએ દોડતો નથી, પરન્તુ જ્યારે ક્ષુધા લાગે છે ત્યારે કુમળું ઘાસ ખાય છે, અને ઉંઘ આવે છે ત્યારે સૂવે છે, તો તુ મને કહે કે, તેં કયા તીર્થમા અને કેવુ તપ કર્યું છે?'

એ ઉદાહરણમાં કોઈ રાજસેવકે, રાજસેવાથી ખેદ પામીને હરણની સ્તુતિને મિષે પોતાની નિંદા કરી, તેથી એ વ્યાજસ્તુતિ

ઉદાહરણ ૫ મુ 'હે તરુણી! આ પોપટના બચ્ચાએ કયા પર્વતમાં, કેટલા વખત સૂધી અને કેવુ તપ આચર્યું છે કે જેથી તારા અધર સરખા રાતા બિમ્બફળનું ભક્ષણ કરે છે?"

એમાં પોપટના બચ્ચાંની સ્તુતિવડે નાયકના અધર સૌભાગ્યની સ્તુતિનું સૂચન કરવામા આવ્યુ, તેથી વ્યાજસ્તુતિ.

એ અલંકારના પહેલા બે ઉદાહરણોમાં નિંદા અને સ્તુતિનું અધિકરણ એકજ છે અને બીજા ત્રણમાં, તે જૂદાંજૂદાં છે એટલું અંતર

## ૩૧ વ્યાજનિંદાલંકાર.

લક્ષણ જ્યાં એકની નિંદાવડે અન્યની નિંદા સમજાય એવુ વર્ણન કરવામાં આવે ત્યા વ્યાજનિંદા

"અરે કાગડા! તારો કોઈ અપરાધ નથી, તુ સુખે બોલ્યા કર જેણે સુધા સ્વભાવની

કોયલ સાથે આંબાના વૃક્ષમાં તારો નિવાસ નિર્માણ કીધો, તે વિધાતા જ વિશેષે નિંદ્ય છે.'

એ ઉદાહરણમાં વિધાતાની નિંદાવડે કાગડો જેનું ઉપમાન છે એવા કોઈ નીચ પુરુષને ઊંચી પદવી આપનાર અવિવેકી પુરુષની નિંદા સમજાય એવું વર્ણન કરવામાં આવ્યું, તેથી વ્યાજનિંદા.

---

## ૩૨ આક્ષેપાલંકાર.

જ્યાં કહેલા અર્થનો કાંઇક વિચારપૂર્વક નિષેધ કરવામાં આવ્યો હોય, ત્યાં આક્ષેપાલકાર.

"હે ચન્દ્ર! તું તારું સ્વરૂપ દરશાવ અથવા પ્રિયાનું મુખ છે જ." ઉદાહરણ ૧ લુ

એ ઉદાહરણમાં ચન્દ્રદર્શનની અભિલાષારૂપ જે કહેલો અર્થ તેનો, પ્રિયાના મુખથકી પણ તેટલો જ આહ્લાદ ઉપજે છે એટલે નિરર્થક છે, એવા વિચારપૂર્વક "અથવા" એ પદવડે, નિષેધ કરવામા આવ્યો, તેથી આક્ષેપાલકાર.

"હે કવિવરો! ભારતાદિ સાહિત્યસમુદ્રના મંથનથકી ઉત્પન્ન થએલું, કાનને અમૃતની પેઠે આનંદ આપનાર જે કાવ્ય તેનું રક્ષણ કરો, કારણ કે તેને લૂંટવાને દૈત્યોસરખા ચોર ઝાઝા હોય છે; અથવા તેઓ તે સુખે ચોરી જાઓ તેથી કવીશ્વરોને કાંઈ હાનિ નથી; કેમકે સમુદ્રમાંથી દેવોએ ઝાઝાં રત્નો હરણ કર્યાં છતાં પણ તે અદ્યાપિ રત્નાકર જ છે." ઉદાહરણ ૨ જું

એ ઉદાહરણમાં કાવ્યનું રક્ષણ કરો, એમ પ્રથમ કહીને પછી સમુદ્રમાંના રત્નની પેઠે તેનું અક્ષયત્વ વિચારી "અથવા" એ પદવડે નિષેધ કર્યો, તેથી આક્ષેપાલંકાર.

## દ્વિતીયઆક્ષેપ.

લક્ષણ. કાંઈ વિશેષ અર્થનું સૂચન કરવાને માટે નિષેધનો જે આભાસ, તે બીજો આક્ષેપપ્રકાર.

ઉદાહરણ. "હે રાજાધિરાજ! અમે રાજસંદેશહારક નથી, કારણ કે જગત્ આખું તમારું કુટુંબ : તેથી તમારો કોઈ શત્રુ જણાતો નથી"

એ ઉદાહરણમાં રાજસંદેશહારક છતે રાજસંદેશહારક નથી, એમ નિષેધ કરવામા નિષેધની ઉક્તિ માત્ર છે વસ્તુત નિષેધ નથી તેથી એ નિષેધાભાસ જાણવો તેમા એવા અર્થનું સૂચન છે કે, સંધિસમયને યોગ્ય કપટવચનોનો ત્યાગ કરીને અમે યથાર્થપણે કહિએ છિએ કે તમે આખી પૃથ્વીનું પાલન કરનાર છો તેથી તમારે કોઈને પણ શત્રુ ભાવે ન જોવો જોઈએ, પણ તમારા સર્વ માંડલિક રાજાઓને સેવકભાવે સંરક્ષણને યોગ્ય ગણવા. એવું નિષેધના આભાસથી વિશેષ અર્થનું સૂચન થાય છે તેથી બીજો આક્ષેપ

## તૃતિયઆક્ષેપ.

લક્ષણ. જ્યાં વિધિ સ્પષ્ટ અને નિષેધ ગુપ્ત હોય ત્યાં ત્રીજો આક્ષેપપ્રકાર જાણવો

ઉદાહરણ ૧ લું "હે સ્વામી! તમે જતા હો તો જાઓ, પરં મારો જન્મ પણ ત્યા જ થજો",

એ ઉદાહરણમા પતિએ સ્ત્રીને પૂછયુ કે, હું પ્રવાસ જાઉં? ત્યારે તેણે ઉત્તર આપ્યો કે, "હે સ્વામી! જાતા હો તો જાઓ, પરંતુ હું એટલું માગુ છુ કે મારો જન્મ પણ જ્યાં તમે જાઓ છો ત્યાં જ થજો" એમાં "જાઓ એ પદવડે જવાનો વિધિ સ્પષ્ટ છે અને ત્યા પોતાનો જન્મ થવારૂપ પ્રાર્થનાવડે પોતાના મરણનું

સૂચન કરવાથી તું મા જઈશ, એ અર્થરૂપ નિષેધ ગુપ્ત રહ્યો, તેથી એ બીજો આક્ષેપાલંકાર.

"મા કહેછે કે, દીકરા તારે પ્રવાસે નીકળવું હોય તો સુખે નિકળ, એ મારું વિયોગદુઃખ સહન કરીને કેમ રહેશે એવી શંકા પણ કરીશ નહિ. તારા વિયોગનું દુઃખ મારે ઝાઝા દિવસ સોસવું નહિ પડે." ઉદાહરણ ૨ જું

એ ઉદાહરણમાં "જા" એવો વિધિ સ્પષ્ટ છે અને બહુ દિવસ દુઃખ સોસવું નહિ પડે એમાં એવા વ્યંગાર્થનું સૂચન કર્યું કે તું ગયો તો મારા પ્રાણ રહેનાર નથી, માટે જઈશ મા, એવો નિષેધ ગુપ્ત છે તેથી આક્ષેપાલંકાર.

---

## ૬૨ विरोधाभासालंकार.

વિરોધનો આભાસ હોય ત્યાં વિરોધાભાસાલંકાર. લક્ષણ

"શિવ શૂલધારી છે તથાપિ નિરામય છે." ઉદાહરણ ૧ લું

એ ઉદાહરણમાં જે શૂલધારી તેણે નિરામય એટલે નિરોગી હોવું એ વિરોધ ભાસે છે, પરંતુ શૂલધારી એટલે કાંઈ શૂલ નામનો રોગ જેને થયો હોય તે, એવો અર્થ એ ઠેકાણે નથી; પરંતુ શૂલ નામનું શસ્ત્ર ધારણ કરનાર તે, એવો અર્થ થાય છે. તેથી પ્રથમ દર્શને જો કે, વિરોધનો આભાસ થાય છે, તોપણ વસ્તુતઃ વિરોધ ન હોવાથી એ વિરોધાભાસાલકાર.

દોહરો.

"અશોકમાં પણ શોકમાં, જનકસુતા છે રામ ઉદાહરણ ૨ જું.
વસે ખરી આરામમાં, તોય નથી આરામ."૧

## તૃતીયવિભાવના.

લક્ષણ. કારણને પ્રતિબંધક એવું કાંઈ છતાં કાર્યની ઉત્પત્તિ વર્ણવવામાં આવે ત્યાં ત્રીજી વિભાવના.

ઉદાહરણ. "હે રાજા! તારો ખડગરૂપ સર્પ નરેંદ્રને જ ડસે છે."

એ ઉદાહરણમાં "નરેંદ્ર" એ શબ્દનો અર્થ વિષવૈદ્ય એવો પણ થાયછે. એમાં ડસવું એ કાર્ય અને તેનું કારણ સર્પ તેનો પ્રતિબન્ધક એવો વિષવૈદ્ય છતાં ડસવારૂપ કાર્યની ઉત્પત્તિ થઈ તેથી ત્રીજી વિભાવના.

## ચતુર્થવિભાવના.

લક્ષણ. જ્યાં અકારણથી કાર્યની ઉત્પત્તિ વર્ણવવામાં આવે ત્યાં ચતુર્થ વિભાવના.

ઉદાહરણ "શંખમાંથી વીણાનાદ ઉપજે છે, એ અત્યન્ત અદ્ભુત."

એ ઉદાહરણમાં કામિનીના કંઠને શંખની ઉપમા આપવામાં આવે છે, એ પ્રસિદ્ધ છે. એમાં વીણાનાદ ઉપજવો એરૂપી જે કાર્ય તેનું શંખ એ કાંઈ કારણ નથી. અર્થાત્ શંખ એ અકારણ વસ્તુ છતે, તેમાંથી વીણાનાદરૂપ કાર્યની ઉત્પત્તિ વર્ણવવામાં આવી, તેથી એ ચતુર્થ વિભાવનાલંકાર.

## પંચમવિભાવના.

લક્ષણ. કારણથી વિરુદ્ધ એવાં કાર્યની જ્યાં ઉત્પત્તિ થાય, ત્યાં પાંચમી વિભાવના.

ઉદાહરણ "મેહ વરસે છે તેથી અંગોઅંગમાં નેહ વધે છે; હે સખિ! જવાસાની પેઠે તે મારા દેહને બાળે છે."

એ ઉદાહરણમાં મેહ એ કારણ છે અને તેથી દેહને શીતળતા પ્રાપ્ત થવી, એરૂપ કાર્ય ઉપજવું અવસ્ય, તેમ ન થતાં દેહ બળવો એરૂપ વિરુદ્ધ કાર્યની ઉત્પત્તિનું કથન કરવામાં આવ્યું, તેથી એ પાંચમી વિભાવના.

### છઠ્ઠીવિભાવના.

જ્યાં કાર્યથકી કારણની ઉત્પત્તિ વર્ણવવામાં આવે ત્યાં છઠ્ઠી વિભાવના. લક્ષણ.

"તારા કરકલ્પતરુથી યશસાગર ઉત્પન્ન થયો." ઉદાહરણ ૧ લું.

એ ઉદાહરણમાં કરને જ. દાતૃત્વવડે કલ્પતરુ કલ્પ્યો. તે સાગરમાંથી ઉપન્યો છે તેથી સાગર કારણ છે અને કલ્પતરુ એ કાર્ય છે. તે કાર્યથકી સાગરરૂપ કારણની ઉત્પત્તિ અત્રે વર્ણવવામાં આવી, તેથી છઠ્ઠી વિભાવના.

"પર્વતમાં વેલી ઉત્પન્ન થાય છે, પરંતુ વેલીમાંથી પર્વત ઉત્પન્ન થતો નથી. હાલમાં તેથી વિપરીત જોવામાં આવે છે તે એ કે કનકલતાને વિષે બે પર્વત ઉત્પન્ન થયા." ઉદાહરણ ૨ જું.

એ ઉદાહરણમાં કનકલતા સાથે સ્ત્રીનાં શરીરને સરખાવાય છે તે ધ્યાનમાં રાખવું જોઇયે. એમાં પૂર્વાર્ધમાં પર્વત એ કારણ અને વેલી એ કાર્ય છે. તે કાર્યરૂપ વેલીમાંથી કારણરૂપ બે પર્વત (કુચ) ની ઉત્પત્તિ વર્ણવવામાં આવી, તેથી છઠ્ઠી વિભાવના.

---

## ૩૯ વિશેષોક્તિઅલંકાર.

જ્યાં સમગ્ર કારણ છતાં કાર્યની અનુત્પત્તિ વર્ણવી હોય ત્યાં વિશેષોક્તિ અલંકાર જાણવો. લક્ષણ.

ઉદાહરણ 1 લું. "કામદીપ બળે છે તથાપિ હૃદયને વિષે સ્નેહનો ક્ષય થતો નથી."

એમાં કામરૂપી દીપકનું બળવું, એ કારણ છતાં સ્નેહક્ષયરૂપ કાર્યની અનુત્પત્તિ વર્ણવી, તેથી વિશેષોક્તિ.

ઉદાહરણ 2 જું. "સમુદ્રમાં રહીને કોરેનો કોરો જ."

એમાં સમુદ્રમા રહેવારૂપ કારણ છતાં ભીંજાવવા રૂપ કાર્યની અનુત્પત્તિ વર્ણવી તેથી વિશેષોક્તિ.

ઉદાહરણ 3 જું. "સંધ્યા અનુરાગયુક્ત અને વાસર તેની સમીપ છતાં પણ અહો ! દૈવની વિચિત્ર ગતિ જુઓ કે સમાગમ થતો નથી"

અર્થ—અનુરાગયુક્ત સ્ત્રી એટલે પ્રીતિયુક્ત સ્ત્રી છતાં અને પુરુષ પણ તેની સમીપ છતાં તે બન્નેનો સમાગમ થવો જોઈયે. પણ અહિં અનુરાગયુક્ત એટલે રક્તવર્ણે કરીને યુક્ત એવી સંધ્યા અને દિવસ પણ તેની પાસ છતા તેમનો સમાગમ કદી જ થતો નથી એ જુઓ કે દૈવની ગતિ કેવી વિચિત્ર છે ! !

એ ઉદાહરણમાં પ્રેમ અને સ્ત્રી પુરુષનું સાન્નિધ્ય એ સમાગમના કારણો છતા પણ સમાગમરૂપ કાર્યની અનુત્પતિ વર્ણવી, તેથી વિશેષોક્તિ અલકાર.

વૃજભાષાના પ્રખ્યાત પદ્માકર કવિએ એ અલકારનું એવુ લક્ષણ આપેલું છે કે, "'विशेषोक्तिकारन प्रबल । तौत काज बहा न" ॥ અર્થ—કારણ અમગ્ર છતાં જ્યાં કાર્ય ન થાય ત્યાં વિશેષોક્તિ. એમાં અને ઉપલા લક્ષણમાં પ્રવળ અને સમગ્ર એ બે શબ્દના ભેદવગર બીજો કશો ભેદ નથી. એ બેમાથી કયો શબ્દ ઠીક છે તે વિદ્વાનોએ વિચારી લેવુ

## ૩૬ असंभवालंकार.

જ્યાં કોઈ કાર્યની અસંભાવ્યતાનું વર્ણન કરવામાં આવે ત્યાં અસભવાલંકાર. લક્ષણ

"જળનું એક સ્થાનક અને રત્નનો આકર એવો જાણી આ સમુદ્રનો તૃષ્ણાથી ચંચળ મનવાળા એવા અમોએ આશ્રય કીધો; પણ અગસ્ત્યમુનિ તેને એક ક્ષણમાં પોતાના ખોબારૂપ પાત્રમાં મૂકી પી જશે, એમ કોણ જાણતું હતું?" ઉદાહરણ ૧ લુ

એમાં અગસ્ત્યે ખોબામાં ભરી સમુદ્રને પી જવો એ રૂપ કાર્યની અસંભાવ્યતા વર્ણવી, તેથી એ અસંભવાલંકાર.

"ગોવાળનો છોકરો ટચલી આંગળીપર પર્વત ઉપાડશે, એ આગળ કોઇવેળા પણ કોઈના ધારવામાં આવ્યું હતું?" ઉદાહરણ ૨ જું.

એ ઉદાહરણમાં પર્વત આંગળીપર ઉપાડવારૂપ કાર્યની અસભાવ્યતા વર્ણવવામા આવી, તેથી એ અસંભવાલંકાર.

---

## ૩૭ असंगत्यलंकार.

જ્યાં કાર્ય અને કારણની વિરુદ્ધ એવી ભિન્ન દેશસ્થિતિનું કથન કરવામાં આવે ત્યાં અસંગત્યલંકાર. લક્ષણ.

"ખલરૂપી સર્પની લોકોના પ્રાણહરણ કરવાની રીતિ કેવી વિચિત્ર છે તે જુઓ, કે એકના કાનને સ્પર્શ કરે છે, અને બીજો પ્રાણ છોડે છે." ઉદાહરણ.

એ ઉદાહરણમાં કાનને સ્પર્શ કરવો એ કારણ અને પ્રાણ છોડવો એ કાર્ય તે બન્નેની વિરૂદ્ધ એવી ભિન્ન દેશ સ્થિતિનું કથન કરવામાં આવ્યું તેથી અસગતિ.

## દ્વિતીયઅસંગતિ.

લક્ષણ એક સ્થળે કરવાનું કામ તે અન્ય સ્થળે કરવામાં આવે એ પ્રકારનું જે કથન તે બીજી અસંગતિ.

ઉદાહરણ. "આ અધરને અંજન કયાં લગાડયું અને આંખને પાન કયાં ખવડાવ્યાં ?

એ ઉદાહરણમાં નેત્ર અને મુખમાં કરવાનાં જે અંજન અને પાન ખાવારૂપ કામ તે અધર અને આંખ એ રૂપ અન્ય સ્થળે કરવામાં આવ્યાં, એવું વર્ણન કરવામાં આવ્યું તેથી એ બીજી અસગતિ.

## તૃતીયઅસંગતિ.

લક્ષણ એક કાર્ય કરવાને પ્રવૃત્ત થએલો પુરુષ તેથી વિરુદ્ધ કાર્ય કરે એવું જ્યાં વર્ણન હોય ત્યાં ત્રીજી અસગતિ

ઉદાહરણ "હે અખિલેશ્વર ! ત્રણ લોકના દેહધારીઓને
૧ લું. મોહને દૂર કરવા, આ સ્વરૂપ ધારણ કરી, અમર્યાદ કાંતિના સાગરરૂપ એ જ સ્વરૂપવડે તમે સુંદરીઓનાં હૃદયમાં મોહની વૃદ્ધિ કરો છો."

એ ઉદાહરણમાં મોહ નિવૃત્ત કરવાને પ્રવૃત્ત થએલા તેમણે તેથી વિરુદ્ધ મોહ વૃદ્ધિરૂપ કાર્ય કર્યું, તેથી ત્રીજી અસગતિ.

ઉદાહરણ "એ વિપરીત વાત તે કોને કહિયે ? જે સાંભ-
૨ જું ળનાર તે સમીપ નથી —જીવન આપવા આવેલો ઘન તે જ જીવન લેવા લાગ્યો."

એ ઉદાહરણમાં જીવન આપવારૂપી કાર્ય કરવાને

પ્રવૃત્ત થયેલા તેણે જીવન હરણ કરવારૂપ તેથી વિરુદ્ધ કાર્ય કર્યું એમ કથવામાં આવ્યું તેથી એ ત્રીજી અસંગતિ.

---

## ૩૮ વિષમાલંકાર.

જ્યાં પરસ્પર અનુરૂપ નહિ એવા પદાર્થોનો સમ્બન્ધ વર્ણવવામાં આવે ત્યાં વિષમાલંકાર. લક્ષણ.

"એ બાલા ! તારાં લોચનનાં તીક્ષ્ણ કટાક્ષ કયાં અને પરમ નરમ એવું નન્દલાલનું હૃદય કયાં ?" ઉદાહરણ.

એમાં તીક્ષ્ણપણું અને કોમળપણું એ બે ધર્મ-વડે અનુરૂપ ( સરખા મળતા ) નહિ એવાં જે કટાક્ષ અને હૃદય તેમનો સમ્બન્ધ વર્ણવવામાં આવ્યો, તેથી એ વિષમાલંકાર.

### દ્વિતીયવિષમાલંકાર.

જ્યાં કારણથી વિરૂપ એવાં કાર્યની ઉત્પત્તિ વર્ણ-વવામાં આવે ત્યાં બીજો વિષમાલંકાર. લક્ષણ.

"સુરસરી એટલે ગંગાનદીની આ તે કેવી રીત કે પોતે સુધાથી પણ શ્વેત છતાં બીજાને શ્યામ કરે છે." ઉદાહરણ.

એ ઉદાહરણમાં ધવલ એવી ગંગા જે કારણ છે તેથી વિરુદ્ધ શ્યામતારૂપ જે કાર્ય તેની તેનાથી ઉત્પત્તિ વર્ણવામાં આવી તેથી એ બીજો વિષમાલંકાર.

### તૃતીયવિષમાલંકાર.

જ્યાં ઇષ્ટાર્થની પ્રાપ્તિને અર્થે ઉદ્યમ કીધો છતાં તેની પ્રાપ્તિ ન થતાં ઉલટી અનિષ્ટાર્થની જ પ્રાપ્તિ વર્ણવી હોય ત્યાં ત્રીજો વિષમ. લક્ષણ.

"ઉંદર સુખડી ખાવાની લાલચથી આ કોરું પાડી ઉદાહરણ

"આહા! આશ્ચર્ય! આશ્ચર્ય! આ તો અતિ આશ્ચર્ય!! કે વિધાતા દૈવયોગે યોગ્ય ઘટનાને ઘટાવનાર થયો. (તે એવી રીતે) કે તેણે લીમડાનાં પાકાં ફળનો સ્વાદ લેવારૂપ કળામાં કુશળ એવા કાગડાઓને જ કર્યા." ઉદાહરણ. ૨ જું

એમાં લીમડાનાં પાકેલાં ફળ તે કાગડાઓને યોગ્ય અને કાગડાઓ તે ફળને યોગ્ય એવી રીતે પરસ્પર સમાન બે પદાર્થના સંબંધનું વર્ણન કરવામાં આવ્યું તેથી સમાલંકાર.

પહેલા ઉદાહરણમાં બે પદાર્થની સ્તુતિનો અભિપ્રાય છે અને બીજામાં બે પદાર્થની નિંદાનો અભિપ્રાય છે.

### द्वितीयसमालंकार.

સમાન કારણથી તેને અનુરૂપ એનાં કાર્યની ઉત્પત્તિ થાય ત્યાં બીજો સમાલંકાર. લક્ષણ

"હે લક્ષ્મી! જલથી ઉત્પન્ન થયેલી એવી તને નીચ ભણી વલણ કરવું એ યોગ્ય જ છે." ઉદાહરણ.

એમાં જેનો સ્વભાવ નીચા માર્ગભણી ગમન કરવાનો છે એવું જળ તે કારણ છે અને લક્ષ્મી એ તેનું કાર્ય છે, કારણ કે લક્ષ્મીને "જલજા" એટલે પાણીથી ઉત્પન્ન થએલી કહે છે. એ રીતે કારણ કાર્યનો સ્વભાવ નીચ ભણી વળવામાં સમાન હોવાથી સમાન કારણથી સમાન કાર્યની ઉત્પત્તિ થઈ, તેથી બીજો સમાલંકાર.

### तृतीयसमालंकार.

જે પદાર્થને અર્થે ઉદ્યમ કર્યો હોય તેની અનિષ્ટ પ્રાપ્તિવિના સિદ્ધિ કથન કરવામાં આવે ત્યાં ત્રીજો સમાલંકાર. લક્ષણ.

એ ઉદાહરણમાં ત્રિભુવનને મલિન કરવારૂપ પ્રયત્નથી ખલજનના મુખ મલિન થવારૂપ ફળની પ્રાપ્તિ થાય તેને બદલે મેલાં કરવારૂપ યત્નથી વિરુદ્ધ જે ત્રિભુવનને ઉજ્વળ કરવારૂપ યત્ન તે ખલનાં મુખ મલિન કરવારૂપ ફળની ઇચ્છાએ વર્ણવ્યો તેથી તેમજ મિત્રની સાથે સ્નેહ રાખવારૂપ પ્રયત્નથી મિત્રના અંતઃકરણને આનન્દ થવારૂપ ફળની પ્રાપ્તિ થાય તેને બદલે તેથી વિરુદ્ધ મિત્રદ્રોહરૂપ પ્રયત્ન અહ્લાદરૂપ ફળપ્રાપ્તિની ઇચ્છાએ વર્ણવ્યો, તેથી વિચિત્રાલંકાર.

---

## ૪૧ અધિકાલંકાર.

જ્યાં વિશાળ આધાર કરતાં આધેયનું આધિક્ય વર્ણવવામાં આવે ત્યાં અધિકાલંકાર. લક્ષણ

"પ્રલય સમયે પોતાના શરીરમાં જેણે સઘળો સંસાર લીન કર્યો છે તે શ્રીકૃષ્ણનાં જે શરીરમાં અનેક ભુવનો ખુલાસાથી (મોકળાસથી) વસે છે તે (શરીર) માં નારદમુનિના આગમનથી ઉત્પન્ન થતો આનંદ સમાઈ શક્યો નહિ." ઉદાહરણ ૧ લુ

એમાં શ્રીકૃષ્ણના શરીરરૂપ વિશાળ આધાર કરતાં આનન્દરૂપ જે આધેય તેનું આધિક્ય વર્ણવવામાં આવ્યું તેથી અધિકાલંકાર.

"જન અયોધ્યાના સર્વને, આનન્દ મન માયે નહિ" ઉદાહરણ ૨ જું
મ. સ.

એમાં પણ ઉપર પ્રમાણે લક્ષણ ઘટાવવું

### દ્વિતીયઅધિકાલંકાર.

જ્યાં વિશાળ આધેય કરતાં આધારનું આધિક્ય વર્ણવવામાં આવે ત્યાં બીજો અધિકાલંકાર.

ઉદાહરણ -"હે મોહન! તે ચન્દ્રવદનીનું મન એવડું તો મોટું છે કે તેમા તમારા વિરહની વિશાળવ્યથા પણ સમાવેશ કરી શકે છે."

એ ઉદાહરણમાં વિરહવ્યથારૂપ જે વિશાળ આધેય, તેના કરતા મનરૂપ આધારનું આધિક્ય વર્ણવવામાં આવ્યુ તેથી બીજો અધિકાલંકાર

## ૪૨ अल्पालंकार.

લક્ષણ સૂક્ષ્મ એવા આધેય કરતાં જ્યા આધારની સૂક્ષ્મતા વર્ણવવામા આવે ત્યાં અલ્પાલંકાર.

ઉદાહરણ "તું એટલી સૂકાઈ ગઈ છે કે તારી આગળીની મણિજડિત મુદ્રિકા તે જપમાળા સરખી જણાય છે"

એ કોઈક સ્ત્રીની વિરહિણી પ્રત્યે ઉક્તિ છે એમાં મુદ્રિકા એ આધેય કરતા આગળી જે આધાર તેની સૂક્ષ્મતા વર્ણવી તેથી અલ્પાલંકાર

## ૪૩ अन्योन्यालंकार.

લક્ષણ જ્યાં એક બીજાપર પરસ્પર ઉપકારનું કથન કરવામાં આવે ત્યાં અન્યોન્યાલંકાર થાય છે

ઉદાહરણ "જેમ જેમ પથિક ઉંચે મોઢે વિરલ્ (છુટી છુટી) આંગળી રાખી જલપાન કરે છે, તેમ તેમ પરવપરની પાણી પાનારી પણ જળધારાને પાતળી કરતી જાય છે"

એ ઉદાહરણમાં પથિકે પોતાના મુખદર્શનની અભિલાષી પાણી પાનારીને વિરલ આગળી રાખી જલ પીવાથી વધારે થોભાવી, પોતાના મુખનાં દર્શન

લાભરૂપ ઉપકાર કર્યો, તેમ જ પાણી પાનારીએ ધાર ઝીણી કરીને પોતાનાપર આસક્ત થએલો પથિક, ઝાઝી વખત તેણીના મુખદર્શનનો લાભ લઈ શક્યો એરૂપ ઉપકાર કર્યો, એમ એક બીજાંપર પરસ્પર ઉપકારનું કથન કરવામાં આવ્યું, તેથી અન્યોન્યાલંકાર.

---

## ૪૪ વિશેષાલંકાર.

જ્યાં પ્રસિદ્ધ આધારવિના પણ આધેયનું વર્ણન કરવામાં આવે, ત્યાં વિશેષાલકાર. લક્ષણ.

"સૂર્ય અસ્ત પામ્યો છતાં પણ તેનાં દીપસ્થ કિરણો અંધકારનો નાશ કરે છે." ઉદાહરણ ૧ લું.

એમાં પ્રસિદ્ધ આધાર જે સૂર્ય તેનો અભાવ છતાં આધેય જે કિરણો તેમની વ્યવસ્થિતિ વર્ણવી, તેથી વિશેષાલકાર.

"સ્વર્ગે ગયા છતાં જેમની ઘણા ગુણગણયુક્ત વાણી કલ્પપર્યંત ત્રિભુવનને આનંદ પમાડે છે, એવા કવિ વદન કરવા યોગ્ય કેમ ન હોય?" ઉદાહરણ ૨ જું.

એમાં કવિ એ આધારનો અભાવ છતાં તેમની વાણી આધેય તેની અન્ય આધારના નિર્દેશવિના પ્રલયપર્યંતની વ્યવસ્થિતિ વર્ણવી, તેથી વિશેષાલકાર.

### દ્વિતીય વિશેષ.

એક વસ્તુનું અનેક સ્થળે વર્ણન કરવામાં આવે ત્યાં બીજો વિશેષાલકાર જાણવો. લક્ષણ.

"હૃદયમાંથી તું ખસતો નથી, સર્વ દિશામાં નજરે પડે છે; હે વત્સ રામ! તું ગયો છું એવું હું સંતાપે કરીને અનુમાન કરું છું." ઉદાહરણ ૧ લું.

૬ એ શ્રીરામચંદ્રજીના પિતા દશરથની ઉક્તિ છે એમાં એક રામનું હૃદયાદિ અનેક સ્થળે વર્ણન કરવામાં આવ્યું તેથી બીજો વિશેષ.

ઉદાહરણ ૨ જું 'અંદર, બહાર, ઉપર, નીચે, આગળ અને પાછળ સર્વ સ્થળે તે જ ચંદ્રવદની દષ્ટિએ પડે છે"

એમાં પણ ઉપલા ઉદાહરણ પ્રમાણે લક્ષણ ઘટાવવું

## તૃતીય વિશેષ.

લક્ષણ ' કોઇક પદાર્થનો આરંભ કરતાં અશક્ય અન્ય વસ્તુનો લાભ વર્ણવવામાં આવે ત્યાં ત્રીજો વિશેષાલંકાર

ઉદાહરણ "તને જોતા મને કલ્પવૃક્ષનું દર્શન પ્રાપ્ત થયું'

એ રાજા પ્રત્યે કોઇએક યાચકની ઉક્તિ છે એમાં રાજાનું દર્શન કરવું એ કાંઇક લાભના કારણરૂપ એવો આરંભ, તે કરતામાં કલ્પવૃક્ષનું દર્શન, જે અશક્ય અનેક મનવાછિત અર્થ સિદ્ધિદાયક તેની પ્રાપ્તિ વર્ણવી તેથી એ ત્રીજો વિશેષાલંકાર. ૬ ...

૬ ભાષાભૂષણમાં ઉપલા છેલ્લા ઉદાહરણને બીજા વિશેષનું ગણેલું છે તેમાં આ પ્રમાણે છે "कल्पवृक्ष देख्यो सही। ता कों देखत नैन" એટલે તને આંખે જોતાં ખરી કલ્પવૃક્ષ દીઠું તેને બદલે એ ભાષાભૂષણની ગુજરાતી ટીકામાં 'ताकों' નું "ताकों' કરીને કલ્પવૃક્ષને આપો છે એવો અર્થ કર્યો છે, તેથી એના લક્ષણમાં અને ઉદાહરણમાં અંતર પડે છે એ ઉદાહરણ બરાબર એક સંસ્કૃત શ્લોકાર્ધનું ભાષાંતર છે એ કે 'त्वां पश्यता मया लब्धं कल्पवृक्षनिरीक्षणं' એમાં કાંઈ કલ્પવૃક્ષને આપ અથવા કોઈ દાતારને કલ્પવૃક્ષ કહ્યો તેથી તેને આપ એવું કાંઈ પણ નથી પહેલા પ્રકારના વિશેષના પહેલાં ઉદાહરણમાં પ્રસિદ્ધ

આધાર જે સૂર્ય તેનો અભાવ છતાં અન્ય આધાર જે દીપ તેનો નિર્દેશ જોવામાં આવે છે, પણ બીજામાં તેમ નથી, એ બે ઉદાહરણોમાં એટલો ભેદ છે વળી રાત્રે સૂર્ય અગ્નિમાં પ્રવેશ કરે છે એવી લોકવાયકા છે એ ઉપલું પહેલા વિશેષનું પહેલું ઉદાહરણ વાંચતાં લક્ષમાં રાખવું એના જેવું જ 'जारत है' शशिमैं वासिकै सखि दह दिवाकरके कर देखो" એટલે પ્રોષિત-પતિકા નાયકા સખીને કહે છે કે ચંદ્રમા વસીને સૂર્યનાં કિરણ મારો દેહ બાળે છે તે જો, એ ઉદાહરણ છે એ ઉપરથી ચંદ્રમા સ્વપ્રકાશિત ગોળ નથી, પણ પર-પ્રકાશિત છે એવી આપણા પ્રાચીન કેટલાએક ગ્રંથ કર્ત્તાની પેઠે એ કવિને પણ ખબર છે એમ જણાય છે.

---

## ૪૯ व्याघातालंकार.

તથાકારી વસ્તુનું અન્યથાકારીરૂપે જ્યાં વર્ણન કરવામાં આવે ત્યાં વ્યાઘાતાલંકાર. લક્ષણ.

"જગત્ જેવડે પ્રસન્ન થાય છે તેવડે જ કામ દેવ તેને પ્રહાર કરે છે" ઉદાહરણ.

એ ઉદાહરણમાં તથાકારી એટલે પ્રીતિ ઉપજાવ નાર જે સ્ત્રીના કટાક્ષાદિક તેનું કામદેવે તેવડે પ્રહાર કરવારૂપ અન્યથાકારીરૂપે વર્ણન કરવામાં આવ્યું, તેથી એ વ્યાઘાતાલંકાર.

### द्वितीय व्याघात.

એક પદાર્થને એક જણ જે કાર્યના સાધનરૂપે વાપરે તે જ પદાર્થને બીજો તેથી વિરુદ્ધ કાર્યના સાધ નરૂપે ઉપયોગમાં આણે, ત્યાં બીજો વ્યાઘાત. લક્ષણ.

ઉદાહરણ "જે દૃષ્ટિવડે શિવજીયે કામદેવને બાળ્યો તે જ દૃષ્ટિવડે મૃગનયનિયો તેને જીતવો કરે છે, તેથી તેમને ધન્ય છે."

એ ઉદાહરણમાં શિવજીએ જે દૃષ્ટિને કામદેવને બાળવારૂપ કાર્યના સાધનરૂપે વાપરી તે જ દૃષ્ટિરૂપ સાધનને સ્ત્રીઓએ તેને જીવાડવારૂપ વિરુદ્ધ કાર્યના સાધનરૂપે વાપરી, તેથી બીજો વ્યાઘાત.

## તૃતીય વ્યાઘાત.

લક્ષણ જ્યાં કોઇએક કોઈ કાર્યને અર્થે ધારેલું જે કારણ તે જ કારણ બીજાએ તેથી વિરુદ્ધ કાર્યને અર્થે સૌકર્ય કરીને કલ્પ્યું હોય, ત્યાં ત્રીજો વ્યાઘાત.

ઉદાહરણ. ૧ લું. "જો બાળક છું એમ જાણી દયા આણી મને સાથે ન લેતા હો તો તે જ કારણથી મને અવશ્ય સાથે લઈ જવો જોઈએ."

એ ઉદાહરણમાં યુદ્ધમાં જતા રાજાએ યુવરાજને ઘરમાં રાખવો એ કાર્ય અને તેનું કારણ બાલત્વ તેજ બાલત્વને ઘરમાં રાખવાથી વિરુદ્ધ જે સાથે લઈ જવારૂપ કાર્ય, તેના કારણરૂપ સૌકર્યે કરીને કલ્પ્યું, તેથી એ ત્રીજો વ્યાઘાત.

ઉદાહરણ ૨ જું "કૃપણ પુરુષ જે દારિદ્રની શંકાથી બીજાને દાન આપતો નથી, તે જ શંકાથી દાતા બીજાને દાન આપે છે."

એ ઉદાહરણમાં દાન ન આપવારૂપ જે કાર્ય તેનું દારિદ્રની શંકા એ કારણ છે. તે જ કારણ તેથી વિરુદ્ધ દાન આપવારૂપ જે કાર્ય તેના કારણરૂપ સૌકર્યે કરીને કલ્પ્યું છે, તેથી એ ત્રીજો વ્યાઘાત.

૫૬

## ૪૬ कारणमाळालंकार.

જે હેતુથી એક કાર્ય ઉપજે તે ( કાર્ય ) અન્ય કાર્યનો હેતુ થાય એવાં ક્રમપૂર્વક જે ગુમ્ફન ( ગુંથણી ), તે કારણમાળા જાણવી — લક્ષણ.

"સત્સંગથી વૈરાગ્ય, વૈરાગ્યથી મનનો સંતોષ, સંતોષથી જ્ઞાન અને જ્ઞાનથી મોક્ષ." — ઉદાહરણ ૧ લું.

એ ઉદાહરણમાં સત્સંગ એ હેતુથી વૈરાગ્ય કાર્ય ઉપજે છે, તે વૈરાગ્યરૂપ કાર્ય તે મનના સંતોષરૂપ કાર્યનો હેતુ થાય છે એવા ક્રમપૂર્વક ગુમ્ફન હોવાથી એ કારણમાળા

"વિદ્યાથી વિનય, વિનયથી પાત્રતા, પાત્રત્વથી ધન, ધનથી ધર્મ અને ધર્મથી સુખ" — ઉદાહરણ ૨ જું

એમાં વિદ્યા એ વિનયોત્પત્તિરૂપ કાર્યનો હેતુ છે, તે વિનયોત્પત્તિ રૂપ કાર્ય પાત્રતારૂપ કાર્યનો હેતુ એવા ક્રમપૂર્વક ગુમ્ફન હોવાથી એ કારણમાળા.

"પાપથકી ઇશ્વરક્ષોભ, ઇશ્વરક્ષોભથકી નર્કપ્રાપ્તિ અને નર્કપ્રાપ્તિથકી સ્વહિતનાશ." — ઉદાહરણ ૩ જું

એમાં પણ ઉપનાં ઉદાહરણ પ્રમાણે જ લક્ષણ ઘટાવવું.

### द्वितीय कारणमाळा.

પ્રથમ કાર્ય, પછી તેનું કારણ, તે ( કારણ ) કોઈ અન્ય ( કારણ )નું વળી કાર્ય એ પ્રકારના ક્રમયુક્ત જે ગુમ્ફન તે બીજી કારણમાળા — લક્ષણ.

"અન્નનું મૂલ ધન, ધનનું મૂલ યશ, યશનું મૂલ ધન, ધનનું મૂલ ધર્મ અને ધર્મનું મૂલ હરિ નામ" — ઉદાહરણ ૧ લું

એ ઉદાહરણમા અન્ન એ કાર્ય પ્રથમ આવ્યુ, ત્યારપછી તેનું કારણ, જે ધન તે આવ્યો તે ધનરૂપ કારણ તે યજ્ઞરૂપ જે બીજુ કારણ તેનું કાર્ય એ પ્રકારના ક્રમયુક્ત ગુફન હોવાથી એ બીજી કારણમાળા

ઉદાહરણ ૨ જું "સુખસંપત્તિ સુમતિથી, સુમતિ શીખવાથી, શીખવુ અભ્યાસથી, એ પ્રમાણે હોવાથી કોઇએ અભ્યાસ છોડવો નહિ"

એમાં પણ ઉપર પ્રમાણે લક્ષણ ઘટાવવુ

## ૪૭ एकावळीअलंकार.

લક્ષણ. જે પદ મૂકી દીધાં હોય તેને જ પાછાં લેવાથી અર્થની શ્રેણિ બંધાય, ત્યાં એકાવળી અલંકાર

ઉદાહરણ ૧ લું "ભૂમિપર-અપ, અપનીપર પાવક, પાવકની પર વળી વાયુ વહે છે, વાયુપર વ્યોમ, વ્યોમપર દશ ઈંદ્રિયો, ઈંદ્રિયોનીપર અંતઃકરણ, અંતઃકરણનીપર ત્રણ ગુણ, ત્રણ ગુણનીપર અહંકાર, અહંકારપર મહત્તત્ત્વ, મહત્તત્ત્વપર મૂળમાયા, તે માયાથી પર બ્રહ્મ છે, તેથી તેને સુંદર કવિ પરાત્પર કહે છે"

એ ઉદાહરણમા મૂકી દીધેલાં પદનુ પાછુ ગ્રહણ કરવાથી અર્થોવળી બંધાયાથી એ એકાવળી અલંકાર જાણવો.

ઉદાહરણ ૨ જું "ગિરિપર વૃષભ, વૃષભપર શિવ ને શિવપર સુરસરી છે ."

એમા પણ ઉપર પ્રમાણે લક્ષણ ઘટાવવુ

## ૪૮ માળાદીપકાલંકાર.

જ્યાં દીપક અને એકાવળાનો યોગ થાય ત્યાં માળાદીપકાલંકાર. લક્ષણ.

"કામદેવ તેના હૃદયમાં અને તેના હૃદયે તારામાં સ્થિતિ કરી." ઉદાહરણ.

એ ઉદાહરણમાં "સ્થિતિ" એ પદનો બન્ને વાક્યમાં અન્વય થયો છે તેથી દીપક, તેમ જ ગ્રહણ કરતાં જવું અને છોડતા જવું એવી રીતે એકાવળી પણ છે, તેથી એ બે અલંકારોનો યોગ થવાથી માળાદીપક.

---

## ૪૯ સારાલંકાર.

જ્યાં ઉત્તરોત્તર એક કરતાં એકનો ઉત્કર્ષ વર્ણવ્યો હોય ત્યાં સારાલંકાર. લક્ષણ.

"કાષ્ઠથકી પાષાણ કઠિણ છે, તેથી કઠિણ છે લોહું; તેથી કઠિણ મારું કાળજડું, લોકને શું દેખડાવીશ મોહુરે-સામળિયા." (પ્રેમાનંદ) ઉદાહરણ ૧ લું.

એ ઉદાહરણમાં કાષ્ઠ, પાષાણ, લોહું અને કાળજું એમનો ઉત્તરોત્તર એક કરતાં એકનો ઉત્કર્ષ વર્ણવ્યો, તેથી સારાલંકાર.

"તરણાંથી હલકું તૂલ અને તૂલથી પણ હલકો યાચક ત્યારે તેને વાયુ ઘસડી કેમ નથી જતો? રખેને મારીપાસે કાંઈ માગી બેસતો એવી શંકાથી." ઉદાહરણ ૨ જું.

એ ઉદાહરણમાં તૃણ, તૂલ, અને યાચક એમનો ઉત્તરોત્તર એક કરતાં એકનો ઉત્કર્ષ વર્ણવ્યો, તેથી સારાલંકાર.

"મધ મધુર છે તેથી મધુર અમૃત અને તેથી મધુર કવિતા." ઉદાહરણ ૩ જું.

એ ઉદાહરણમાં મધ, અમૃત અને કવિતા એમનો ઉત્તરોત્તર એક કરતાં એકનો ઉત્કર્ષ વર્ણવ્યો, તેથી સારાનંકાર.

ઉદાહરણ ૪ થું. "ભૂમિથી સૂક્ષ્મ અપ્, અપ્‌થી સૂક્ષ્મ તેજ, તેજથી સૂક્ષ્મ વાયુ, વાયુથી સૂક્ષ્મ વ્યોમ, વ્યોમથી સૂક્ષ્મ ત્રણ ગુણ, ત્રણ ગુણથી સૂક્ષ્મ મહત્તત્ત્વ, મહત્તત્ત્વથી સૂક્ષ્મ મૂલપ્રકૃતિ, ને તે મૂલપ્રકૃતિથી સૂક્ષ્મ અલંગ એવુ બ્રહ્મ છે, એમ સુંદર કવિ કહે છે"

એ ઉદાહરણમાં પણ ઉત્તરોત્તર એક કરતાં એકનો ઉત્કર્ષ વર્ણવ્યો, તેથી સારાનંકાર

ઉદાહરણ ૫ મુ. "ગિરિ મોટો છે, તે ગિરિ કરતા અબ્ધિ મોટો, તે અબ્ધિ કરતા નભ મોટુ, તે નભ કરતા પણ બ્રહ્મ મોટુ અને તેના કરતાં પણ આશા મોટી."

એમાં પણ ઉપર પ્રમાણે જ લક્ષણ ઘટે છે

ઉપર્લા ઉદાહરણોમાના પહેલાં બે અશ્લાઘ્યગુણોત્કર્ષયુક્તસારાલંકારના છે, બીજા બે શ્લાઘ્યગુણોત્કર્ષયુક્તસારાલંકારના છે અને છેલ્લું અથવા પાંચમુ તેમા બ્રહ્મ સુધીનાને વિષે મહત્વ એ શ્લાઘ્યગુણ અને આશાને વિષે તે અશ્લાઘ્ય, તેથી એ શ્લાઘ્યાશ્લાઘ્યગુણોત્કર્ષયુક્તસારાલંકાર.

---

## ૯૦ પર્યાયાલંકાર.

લક્ષણ એક પદાર્થનું ક્રમવડે અનેક આધારભૂત પદાર્થોમાં આધિયત્વે કરીને વર્ણન કરવામાં આવે ત્યાં પહેલા પ્રકારનો પર્યાયાલંકાર જાણવો

"હે હાલાહલ! પ્રથમ તારો વાસ સમુદ્રમા હતો, ત્યાંથી નીકળી તું સદાશિવના કંઠમાં વસ્યું અને હાલમાં દુર્જનના મુખમાંથી તું પ્રગટ થાય છે. આવી રુડી સ્થલાંતર કરવાની ક્રિયા તું કયાં શીખ્યું?" ઉદાહરણ ૧ લું

એ ઉદાહરણમાં હાલાહલરૂપી જે એક પદાર્થ, તેનું સમુદ્ર, મહાદેવનો કંઠ અને દુર્જનના મુખરૂપ જે અનેક આધાર તેમને વિષે ક્રમવડે આધેયત્વે કરીને વર્ણન કરવામાં આવ્યું, તેથી પહેલા પ્રકારનો પર્યાયાલકાર જાણવો.

### દ્વિતીય પર્યાય.

અનેક આધેયરૂપ પદાર્થોનો ક્રમવડે એક આધાર વર્ણવવામાં આવે ત્યાં બીજા પ્રકારનો પર્યાયાલકાર જાણવો.

"ચચળતા જે ચરણમાં હતી, ત્યાં મન્દતા આવી વસી" ઉદાહરણ ૨ જું

એ ઉદાહરણમાં ચચળતા અને મંદતારૂપ જે અનેક આધેયરૂપ પદાર્થો તેમનો ક્રમવડે ચરણરૂપ એક આધાર વર્ણવવામા આવ્યો, તેથી બીજા પ્રકારનો પર્યાયાલકાર જાણવો.

---

## ૬૧ યથાસંખ્યાલંકાર.

જ્યાં ક્રમે કથિત પદાર્થોનું, તેજ ક્રમે કરીને અન્વય-કથન કરવામાં આવે ત્યાં યથાસંખ્યાલકાર. લક્ષણ.

"હે નરપતિ! તું શત્રૂ, મિત્ર અને વિપત્તિનું ગંજન, રંજન અને ભંજન કર" ઉદાહરણ ૧ લું.

એ ઉદાહરણમાં જે ક્રમે શત્રુ, મિત્ર અને વિપત્તિ એ ત્રણ પદાર્થો કથેલા છે, તે જ ક્રમમાં ગંજન, રંજન

અને ભંજન એ અન્વયનુ કથન કરવામાં આવ્યુ, તેથી એ યથાસખ્યાલકાર

ઉદાહરણ ૨ જું "શંખ, ચક્ર, ગદા, કઠ, કકણ, કરજ સાજે"

। એ ઉદાહરણમાં શ્રીકૃષ્ણ રાધિકા પ્રત્યે કહેછે કે, હું મારા હાથમાં શખ રાખુ છુ તેનું કારણ એ કે તે તારા કઠ સરખો છે, ચક્ર રાખુ છુ તેનું કારણ એ કે તે તારા કરનાં કકણ સરખુ છે, અને ગદા રાખુ છુ તેનું કારણ એ કે એ તારા હાથ જેવી છે એમાં શંખ, ચક્ર અને ગદા એ ત્રણ ઉપમાનો જે ક્રમે કથિત કરેલાં છે તેજ ક્રમમાં તેમના ત્રણ ઉપમેય જે કઠ, કકણ અને કર તેમના અન્વયનું કથન કરવામા આવ્યુ, તેથી યથાસખ્યાનકાર.

પૃથ્વીછદ.

ઉદાહરણ ૩ જું "ઘણો મદ તથા મહાવિકટ મોહ પેદા કરે,
રમો કઠિનતા તથા કુટિલતા અતીસેં ધરે,
સુરા, વિષ, મણી અને વિધુતણી સગી બેનને,
ઘટે જ સઘળા ગુણો નહિ ચુકે કદી એમને."
રં ૧ ત્રે.

એમાં રમા એટલે લક્ષ્મી ઘણો મદ, મહાવિકટ મોહ, કઠિણતા અને કુટિલતા અતિશય ધરે છે તેનું કારણ એ કે સુરા, વિષ, મણી અને વિધુ એટલે ચન્દ્ર તેમની તે સગી બેન છે એમાં મદ, મોહ કઠિણતા અને કુટિલતા એ જે ક્રમમા કથેલા છે તે જ ક્રમમાં સુરા, વિ૨, મણી અને ચન્દ્ર એ તેમના અન્વયનું કથન કરવામા આવ્યુ, તેથી યથાસખ્યાલકાર

## ૯૨ परिवृत्यलंकार.

જ્યાં ન્યૂન અને અધિકના અથવા અધિક અને ન્યૂનના પરસ્પર વિનિમયનું કથન કરવામાં આવે ત્યાં પરિવૃત્યલંકાર. લક્ષણ.

"કટાક્ષપૂર્વક એક બાણ છોડીને શત્રૂની લક્ષ્મીને હરી લીધી" ઉદાહરણ ૧ લું

એ ઉદાહરણમા એક બાણ જે ન્યૂન, તે ફેંકીને શત્રૂની લક્ષ્મી જે અધિક તે હરી લીધી એમ કથન કરવામાં આવ્યુ, અર્થાત્ એક બાણ અને શત્રૂની લક્ષ્મી એ બે જે ન્યૂન અને અધિક તેમનો પરસ્પર વિનિમય (અદલાબદલી) વર્ણવામાં આવ્યો, તેથી પરિવૃત્યલંકાર.

"તે અતિવૃદ્ધ એવો ગૃધ્રરાજ જટાયુ તે સ્વર્ગે ગયો તેનો શોચ કરવાનું શું પ્રયોજન? કાંઇ નહિ. અરે! તેણે પોતાનાં જર્જર એટલે અધિક જીર્ણ થઇ ગયેલાં કલેવરનો વ્યય કરીને ઇંદુકિરણ સમાન ઉજ્વળ યશ પ્રાપ્ત કરી લીધો" ઉદાહરણ ૨ જું

એ ઉદાહરણમા અધિક જીર્ણ એવુ કલેવર જે ન્યૂન તેના અને ચંદ્રકિરણસમાન ઉજ્વળ યશ જે અધિક તે બેના પરસ્પર વિનિમયનુ કથન કરવામાં આવ્યુ, તેથી પરિવૃત્યલંકાર

"મેં તો કાળજું આપીને મદનજ્વર લીધો" ઉદાહરણ ૩ જું

એમા કાળજુ જે અધિક તેના અને મદનજ્વર જે ન્યૂન તેના પરસ્પર વિનિમયનું કથન કરવામાં આવ્યુ તેથી પરિવૃત્તિ.

"જાઓ મારા ભાઇ! પૈસા ખરચીને આ પીડા કયાંથી લાવ્યા" ઉદાહરણ ૪ થું.

એમા પણ અધિક ન્યૂનની અદલાબદલી થવાથી પરિવૃત્યલંકાર જાણવો

ન્યૂન અધિકના અને અધિક ન્યૂનના પરસ્પર વિનિમયનાં ઉદાહરણો ઉપર આપવામા આવ્યાં છે તે સિવાય સમેસમના વિનિમયનું "કમલાક્ષીએ કટાક્ષ આપીને મારુ કાળજું હરી લીધુ' એ એક ઉદાહરણ છે, એ પણ પરિવૃત્યલંકારનું ઉદાહરણ છે, એમ એક પ્રસિદ્ધ સસ્કૃત ગ્રથમા કહ્યું છે, પણ કટાક્ષ અને કાળજુ એ બેની સરખી જ કિમ્મત છે એમ એ ગ્રથકારે શા ધોરણે ઠેરવ્યું હશે તે કંઈ મને સમજ પડતી નથી મારા વિચાર પ્રમાણે તો કટાક્ષ કરતાં કાળજુ અધિક કીમતી છે અને તેથી જ એ ઉદાહરણમાં પણ ઘટે તેવુ એનું લક્ષણ આપવામાં આવ્યું નથી

---

## ૯૩ પરિસંખ્યાલંકાર.

લક્ષણ. કોઇ પદાર્થનો એક સ્થળમાં નિષેધ કરી તેનું અન્ય સ્થળમા સ્થાપન કરવામાં આવે તો પરિસખ્યાલકાર

ઉદાહરણ ૧ લું "દીપકમા સ્નેહનો ક્ષય થયો, પરંતુ મૃગનયનીનાં હૃદયમાં નથી થયો"

એ ઉદાહરણમા સ્નેહરૂપી વસ્તુનો દીપકમાં નિષેધ કર્યો અને હૃદયમાં તેનું સ્થાપન કર્યું તેથી પરિસખ્યાલકાર.

ઉદાહરણ ૨ જું "રામરાજાના રાજમા દુ ખનું મૂળ એવું શૂળ કોઇને નથી, માત્ર ચિત્રમા કાઢેલા શિવના કરમા શૂળ જોવામા આવે છે, કુટિલતા માત્ર કેશમાંજ જોવામા આવે છે, દંડ એક શ્રીપાત્તને જ હાથ

છે; સંચારી (ભાવ) માં જ શંકા જોવામાં આવે છે અને કલંક માત્ર શશિમાં જોવામાં આવે છે."

એ ઉદાહરણમાં શૂળ આદિ પદાર્થોના ઉદરાદિ સ્થળમાં નિષેધ કરી શિવના કરઆદિમાં સ્થાપન કર્યું, તેથી એ પરિસખ્યાલંકાર.

વસંતતિલકા છંદ.

"ખાલી ઘરો ફક્ત ચોપડમાં રહે છે, ઉદાહરણ ૩ જું.
આદર્શમાં જ ઉલટી પકડો દિસે છે;
છે વર્ણસંકર ચિત્ર પટો વિષે જ,
આ આપના નગરમાં ભય પાપને જ." ૧

રં. ૨ નો.

એ કોઇએક રાજાપ્રત્યે કોઈ કવિની ઉક્તિ છે. એમાં ખાલી ઘર આદિ પદાર્થોનો નગરાદિમાં નિષેધ કરી ચોપડ આદીમાં સ્થાપન કર્યું તેથી એ પરિસખ્યાલંકાર જાણવો.

---

## ૯૪ विकल्पालंकार.

તુલ્ય બળવાળા પદાર્થોનો જ્યાં વિરોધ વર્ણવવામાં આવે ત્યાં વિકલ્પાલંકાર. લક્ષણ.

"હે રાજાઓ! ઉતાવળા તમારા મસ્તક અથવા ધનુષ નમાવો." ઉદાહરણ

એ ઉદાહરણમાં જો મસ્તક નમે તો સન્ધિ થાય અને જો ધનુષ નમે તો વિગ્રહ થાય, એમ મસ્તક અને ધનુષ એક એક સ્વતંત્ર ક્રિયાના કર્ત્તા હોવાથી તુલ્ય બળવાળા બે પદાર્થો થયા. હવે તેઓ બન્ને નમવારૂપ એક ક્રિયામાં સામેલ થઈ શકતા નથી એ વિરોધ છે, તેથી એ વિકલ્પાલંકાર

"પેદા કરેલું ધન દેવને અથવા બ્રાહ્મણને આપો" એમાં ચાતુર્યનો અભાવ હોવાથી એ અલંકાર ન જાણવો.

## ૫૫ समुच्चयालंकार

લક્ષણ એક જ સમયમાં થનાર અનેક ક્રિયાઓનું જે કથન તે સમુચ્ચયાલંકાર.

ઉદાહરણ "તારા શત્રુઓ નાસે છે, પાછું ફરી જુવે છે ને ત્રાસ પામે છે"

એ ઉદાહરણમાં નાસવું, પાછું ફરી જોવું અને ત્રાસ પામવું એ એક જ સમયમાં થનારી અનેક ક્રિયાઓનું કથન કર્યું, તેથી એ સમુચ્ચયાલંકાર જાણવો.

### દ્વિતીયસમુચ્ચય.

લક્ષણ. જ્યાં અનેક એકજ ક્રિયાનાં સાધનરૂપે વર્ણવવામાં આવે ત્યાં પણ સમુચ્ચયાલંકાર.

ઉદાહરણ "કુળ, રૂપ, વય, વિદ્યા અને ધન એ મનુષ્યને મદ ઉપજાવે છે"

એ ઉદાહરણમાં મદોત્પત્તિરૂપ એક જ ક્રિયાને અર્થે કુળ, રૂપ આદિમાંનું ગમે તે એક પણ બસ છતાં અનેકનું સાથે લાગું વર્ણન કરવામાં આવ્યું, તેથી સમુચ્ચયાલંકાર

## ૫૬ कारकदीपकालंकार.

લક્ષણ યથાક્રમે એકમાં અનેક ક્રિયાનું જે કથન તે કારકદીપકાલંકાર

ઉદાહરણ "સુતેલા છે, નાહાય છે, ભોજન કરે છે, પસાર કરે છે, વાળ સૂકાવે છે, એકાંતમા બેઠેલા છે,

ચોપટ ખેલે છે, માટે આ અવસરે વાત થઈ શકે તેમ નથી, પછી આવજે. અમણાં જા એ રીતે બોલીને ઉન્મત્ત દ્વારપાળોએ ગૃહસ્થોને દ્વારે અટકાવેલા એવા જે અમે, તેમની ઉપર હે લક્ષ્મી ! કમળસમાન નેત્ર પ્રાંતવડે હવે તો જો."

એ ઉદાહરણમાં સૂતા છે, નાહાય છે, જમે છે ઈત્યાદિક અનેક ક્રિયાઓનું યથાક્રમે એક જ પુરુષને વિષે કથન કરવામાં આવ્યું તેથી એ કારકદીપકાલંકાર.

જેમ દીપક એક સ્થળમાં રહ્યો અનેક સ્થળે પ્રકાશ કરે છે તેમ એ અલંકારમાં કારક એટલે કર્તાના અનેક ક્રિયાસાથે અન્વય થવાથી એ અલંકારનું કારકદીપક એવું નામ રાખવામાં આવ્યું છે. પહેલો સમુચ્ચય અને કારકદીપક એ બેમાં ભેદ એટલો કે પહેલામાં ક્રિયાના ક્રમનો અભાવ અને બીજામાં ક્રિયાના ક્રમનું કથન કરવામાં આવે છે. એ ઉપરથી એ અલંકારો પ્રતિદ્વંદ્વી એટલે એક બીજાથી ઉલટા છે એમ જાણવું.

---

## ૯૭ સમાધિઅલંકાર.

અન્ય કારણના યોગવડે અભિપ્રેત કાર્યનાં સાધનની સુગમતાનું જે કથન તે સમાધીઅલંકાર. લક્ષણ

"એના માનને મટાડવાને પગે પડવા તત્પર થએલો એવો જે હું તેના ઉપકારને અર્થે મારા ભાગ્યબળે જ આ મેઘગર્જના થઈ." ઉદાહરણ

એ ઉદાહરણમાં ગર્જનારૂપ અન્ય કારણના યોગથી માન મટાડવારૂપ કાર્યની સુગમતા થઈ. તેથી એ સમાધીઅલંકાર.

બીજા સમુચ્ચયમાં અને એ સમાધીઅલકારમાં પ્રતિદ્વદ્વીપણુ એજ કે પહેલામા એક જ કારણ ક્રિયા સાધનને અર્થે સબળ છતાં અનેક કારણોનું સાથેજ વર્ણન કરવામા આવ્યુ અને બીજામા કાર્યસિદ્ધિને અર્થે એકજ કારણનો અગીકાર કર્યો છતા અણુચિતઆ આવી પડેલા અન્ય કારણવડે કાર્ય સાધનની સુગમતા થઈ એને કાવ્યાદર્શમાં સમાહિતાલકાર કહ્યો છે

## ૬૮ प्रत्यनीकालंकार.

લક્ષણ. જ્યાં પ્રતિપક્ષીના અપકાર કરવાને અસમર્થ હોવાથી તેના પક્ષવાળાપર વેર લેવામા આવે ત્યા પ્રત્યનીકાલકાર

ઉદાહરણ 'અમૃત હરણને સમયે મસ્તક છેદન થયાથી વૈર રાખનાર કુશળ એવો જે રાહુ, તે વિષ્ણુ સાથે વેર લેવાને અસમર્થ હોવાથી તે (વિષ્ણુ) ના સુન્દર મુખ સરખા ચન્દ્રને અદ્યાપિ સતાવે છે"

એમાં પ્રતિપક્ષી જે વિષ્ણુ તેની સાથે વેર લેવાને રાહુ અસમર્થ હોવાથી તે વિષ્ણુમુખની સુદરતા સાથે જેનું સાદૃશ્ય તેવડે તેના સમ્બન્ધી એવો જે ચન્દ્ર તેને વિષ્ણુના પક્ષવાળો ગણી તેનાપર વેર લેવામાં આવ્યાથી એ પ્રત્યનીકાલકાર

## ૬૯ काव्यार्थापत्ति.

લક્ષણ જ્યાં કૈમુત્યન્યાયે* કરીને અર્થની સિદ્ધિ વર્ણવવામાં આવે ત્યાં કાવ્યાર્થાપત્તિ અલકાર

* અમુક થાય છે તો અમુક થાય તેમા શી નવાઈ એવી બોલવાની રીત—

"આત્મબોધે અવિદ્યાને પણ બાધ કર્યો તો અન્યની તે કથા જ શી ?" ઉદાહરણ ૧ લું.

એ ઉદાહરણમાં કૈમુત્યન્યાયે કરીને બીજા પ્રપંચાદિકને બાધ કરવારૂપ અર્થની સિદ્ધિ વર્ણવી, તેથી કાવ્યાર્થાપત્તિ અલંકાર

"જે પયોધરો પોતાનાં જ હૃદયને ભેદીને બહાર નિકળ્યાં તો તેમને બીજાના હૃદયને ભેદવામાં કરુણા ક્યાંથી હોય ?" ઉદાહરણ ૨ જું

એ ઉદાહરણમાં કૈમુત્યન્યાયે કરીને બીજાના હૃદય ભેદવારૂપ અર્થની સિદ્ધિ વર્ણવી, તેથી કાવ્યાર્થાપત્તિ.

"એણે મોટા બૃહસ્પતિ જેવાને વાદમાં હઠાવ્યા તો તું તે કોણ માત્ર ?" ઉદાહરણ ૩ જું

એમાં પણ ઉપર પ્રમાણે જ લક્ષણ ઘટાવવું

"નિર્મળ પ્રવાહની નિરંતર શીતલતાએ કરીને ગમે-તેવા તામસીને શાંતિ વળે તો એ મૂળથી જ શાંત છે (તેને વળે તેમાં શી નવાઈ) !" ઉદાહરણ ૪ થું

ન. દ. ના.

એ પણ કાવ્યાર્થાપત્તિનું ઉદાહરણ છે.

---

## ૬૦ કાવ્યલિંગ.

જ્યાં સમર્થનીય અર્થનું સમર્થન કરવામાં આવે ત્યાં કાવ્યલિંગ. લક્ષણ

"હે મૂર્ખ મદન ! મેં તને જીત્યો છે, કારણ કે મારાચિત્તમાં ત્રિલોચન વસે છે." ઉદાહરણ ૧ લું

એ ઉદાહરણમાં મદનને જીતવારૂપ જે અર્થ વર્ણવ્યો તે દુષ્કર છે, કારણ કે જેને શિવ બ્રહ્માદિક પણ

જીતી શક્યા નહિ તેને એ કહે છે કે "મેં તને જીત્યો" માટે એના સમર્થનની અપેક્ષા છે તે "મારા ચિત્તમાં ત્રિલોચન છે" એ રીતે પોતાના મનમાં શિવનું સાન્નિધ્ય દર્શાવી સમર્થન કીધું, તેથી એ કાવ્યલિંગ.

ઉદાહરણ ૨ જું. "હે ગોદાવરી દેવી! કલિંગ નામનો કવિ અનેક દેશના પર્યટનમાં પોતાની સાથે રહેનારી એવી સરસ્વતીને છોડી તારે તીરે મોક્ષ પામ્યો; માટે એ સરસ્વતીને સમુદ્રમાં સૂતેલા વિષ્ણુના નાભિકમળપર બેઠેલા બ્રહ્માને મેળવ."

એ ઉદાહરણમાં ગોદાવરીએ સરસ્વતીની બ્રહ્મા સાથે ભેટ કરાવવી એ અસંભવિત છે તેથી એ સમર્થનીય છે. તેનું 'સમુદ્રમાં સૂતેલા' ઇત્યાદિક પદવડે સમર્થન કીધું, તેથી એ કાવ્યલિંગ.

---

## ૬૧ अर्थांतरन्यासालंकार.

લક્ષણ. કોઈપણ એક વસ્તુના વર્ણનનો આરંભ કરી તેનાં પ્રતિપાદનને અર્થે સમર્થ એવી અન્ય વસ્તુનું વર્ણન કરવામાં આવે ત્યાં અર્થાંતરન્યાસ.

ઉદાહરણ ૧ લું. "ગુણવાળી વસ્તુના સંસર્ગથી તુચ્છને પણ ગૌરવ પ્રાપ્ત થાય છે. જુઓ કે પુષ્પમાળાના સંબંધથી સૂત્ર માથે ચઢી બેસે છે."

એ ઉદાહરણમાં ગુણવાનના સંગથી તુચ્છને મહત્તા પ્રાપ્ત થાય છે. એ એક વસ્તુનું વર્ણન કરી, તેના પ્રતિપાદનને અર્થે પુષ્પમાળાના સંબંધથી સૂત્ર માથે ચડી બેસેછે એ અન્ય વસ્તુનું વર્ણન કરવામાં આવ્યું, તેથી અર્થાંતરન્યાસ.

"હનુમાન્ દરિયો તરી ગયા, મહાત્માને શું કઠિણ છે ?" ઉદાહરણ ૨ જું

એમાં હનુમાન્ દરિયો તરી ગયા, એ એક વસ્તુનું વર્ણન કરી તેના સમર્થનને અર્થે મહાત્માને શું કઠિણ છે એ અન્ય વસ્તુનું વર્ણન કરવામાં આવ્યું, તેથી અર્થાંતરન્યાસાલંકાર.

એ અલંકારનું ઉપલું લક્ષણ સુગમ જાણી એક અતિપ્રસિદ્ધ સંસ્કૃત ગ્રંથમાંથી શોધી મૂકેલું છે. બીજા એક ગ્રંથમાં "જ્યાં સામાન્ય અર્થ પ્રસ્તુત વર્ણનીય હોય અને તેના પ્રતિપાદનને અર્થે અપ્રસ્તુત એવા વિશેષ અર્થનું કથન કરવામાં આવે અથવા વિશેષ અર્થ પ્રસ્તુત હોય તેના પ્રતિપાદનને અર્થે સામાન્ય એવા અપ્રસ્તુત અર્થનું કથન કરવામાં આવે ત્યાં અર્થાંતરન્યાસ જાણવો એવું લક્ષણ છે. તે પણ ઉપલા બન્ને ઉદાહરણમાં ઘટાવી શકાય તેમ છે

---

## ६२ विकस्वरालंकार.

વિશેષાર્થનાં સમર્થનને અર્થે સામાન્યાર્થનું કથન કરી તે (સામાન્યાર્થ) નું પાછુ વિશેષાર્થથી સમર્થન કરવામાં આવે ત્યાં વિકસ્વર. લક્ષણ

[1]"અનંત રત્નની ઉત્પત્તિનાં સ્થાનક એવા હિમાચલની શોભાનો હિમ લોપ કરી શકતું નથી. [2]કારણકે ગુણના સમૂહમાં એક દોષ ડૂબી જાય છે. [3]જેમ ચંદ્રમાના કિરણોની વચમાં લાંછન." ઉદાહરણ ૧ લું

એ ઉદાહરણના પહેલા વાકયમા વિશેષાર્થ છે, તેનું સમર્થન સામાન્યાર્થવાળા બીજા વાકયથી કર્યું અને ફરી

તેના સમર્થનને અર્થે વિશેષાર્થવાળું ત્રીજું વાક્ય કહ્યું. તેથી એ વિકસ્વરાલંકાર.

ઉદાહરણ ૨ જું. [1]"અરે કાગડા! કર્ણકર્કશ એવા તારા શબ્દને બંધ કરી તું મકરંદયુક્ત આમ્રવૃક્ષપર બેશ, એટલે અમે તને કોયલ માનીશું. [2](કારણ કે) કેટલીક વસ્તુઓ સ્થાનમહાત્મ્યે કરીને પ્રશંસનીય ગણાય છે. [3](જેમકે) નેપાલેશ્વરનાં કપાળે લગાડેલાં પંકને કસ્તુરી કોણ નથી માનતું?"

એ ઉદાહરણના પહેલા વાક્યમાંના વિશેષાર્થનું બીજા વાક્યમાંના સામાન્યાર્થવડે સમર્થન કર્યું, તેના પણ સમર્થનની અપેક્ષા જણાયાથી તે સામાન્યાર્થનું ત્રીજા વાક્યના વિશેષાર્થવડે સમર્થન કીધું, તેથી એ વિકસ્વર.

એ અલંકારનું ભાષાભૂષણમાં "हरि गिरि धार्यो सत-पुरुष भार सहत ज्यौं शेष" એ ઉદાહરણ છે. એમાં "શ્રીકૃષ્ણે ગોવર્ધન ધર્યો" એ વિશેષાર્થ છે. તેનું "સત્પુરુષ ભાર સહે છે," એ સામાન્યાર્થવડે સમર્થન કીધું અને એ સામાન્યાર્થનું "જેમ શેષ" એ વિશેષાર્થવડે સમર્થન કર્યું. એમાંના બીજા વાક્યના સામાન્યાર્થ વિષે કહેવાનું એટલુ જ કે સત્પુરુષો ભાર સહન કરેછે જ એ અતિપ્રસિદ્ધ છે, તેથી તેના સમર્થનની અપેક્ષા નથી. માટે એ ઉદાહરણ યોગ્ય નથી, એવું એક સંસ્કૃત ગ્રંથમાં જણાવવામાં આવ્યું છે.

---

## ૬૩ प्रौढोक्तिअलंकार.

લક્ષણ. જ્યાં એક વસ્તુ બીજી વસ્તુના ઉત્કર્ષનો હેતુ ન છતાં તેનું હેતુત્વે કરીને વર્ણન કરવામાં આવે, ત્યાં પ્રૌઢોક્તિઅલંકાર.

"વાળ, કાલિંદીને તીરે ઉગેલા તમાલ વૃક્ષના સમૂહ સમાન શ્યામ છે." ઉદાહરણ.

એમાં કાલિંદીનું તીર તમાલવૃક્ષની શ્યામતાનો હેતુ ન છતાં તેના હેતુરૂપે વર્ણન કર્યું, તેથી પ્રૌઢોક્તિ અલંકાર.

---

## ૬૪ સંભાવનાલંકાર.

જ્યાં કોઇએક અર્થની સિદ્ધિને અર્થે "જો આમ હોય તો" એવા પ્રકારનો તર્ક કરવામાં આવે ત્યાં સંભાવનાલંકાર. લક્ષણ.

"જો શેષ વક્તા હોય તો તમારા ગુણ વર્ણવી શકાય." ઉદાહરણ ૧ લું.

એ ઉદાહરણમાં ઇશ્વરના ગુણ વર્ણવવારૂપ અર્થની સિદ્ધિને માટે "જો શેષ વક્તા હોય તો" એવા પ્રકારનો તર્ક કરવામાં આવ્યો, તેથી સંભાવનાલંકાર.

"જો હું બ્રહ્માનું પદ પામું તો તમામ કસ્તુરીમૃગનાં અંગમાંથી તેનો ગંધ ગુણ લઈ, ખલ પુરુષની જીભમાં સ્થાપન કરું." ઉદાહરણ ૨ જું.

એમાં ખલપુરુષની જીભમાં કસ્તુરી સમાન ગંધ ગુણ આવવા રૂપ અર્થની સિદ્ધિને માટે "જો હું બ્રહ્માનું પદ પામું તો" એવા પ્રકારનો તર્ક કરવામાં આવ્યો, તેથી સંભાવનાલંકાર,

"જો" એ શબ્દના પ્રયોગસહિત કલ્પના હોય ત્યાં અતિશયોક્તિ અલંકારનો એક ભેદ છે, એમ ઉપલા અલંકારને કાવ્યપ્રકાશકાર ગણે છે.

---

## ૬૫. मिथ्याध्यवसित्यलंकार.

લક્ષણ. જ્યાં કોઈએક અર્થનું મિથ્યાત્વ સિદ્ધ કરવા માટે મિથ્યા એવા અન્ય અર્થની કલ્પના કરવામાં આવે, ત્યાં મિથ્યાધ્યવસિત્યલંકાર.

ઉદાહરણ ૧ લું. "વેશ્યાને વશ કરવી એ આકાશકુસુમની માળા ધારણ કરવા જેવું છે."

એ ઉદાહરણમાં વેશ્યાને વશ કરવારૂપ અર્થનું મિથ્યાપણુ સિદ્ધ કરવાને આકાશકુસુમની માળા ધારણ કરવારૂપ મિથ્યા એવા અન્ય અર્થની કલ્પના કરવામાં આવી, તેથી એ મિથ્યાધ્યવસિત્યલંકાર

ઉદાહરણ ૨ જું
"પ્રયત્ને રેતી પીલતાં તેમાંથી તેલ પણ નિકળે,
તરસ્યાની તરસ મૃગજળ પીવાથી પણ મટે,
વનમાં ફરતા સસલાનાં શિંગડાં પણ મળે,
પરંતુ મૂર્ખનું મન વશ કરી શકાય નહિ."

એ ઉદાહરણમાં મૂર્ખનું મન વશ કરવારૂપ અર્થનું મિથ્યાપણુ સિદ્ધ કરવા માટે રેતીનું તેલ કાઢવું, મૃગજલથી તરસ મટવી અને સસલાના શિંગડા મેળવવા રૂપ મિથ્યા એવા અન્ય અર્થની કલ્પના કરવામાં આવી, તેથી મિથ્યાધ્યવસિતિ.

ઉદાહરણ ૩ જું. "આ પુરુષની અપકીર્તિ આંધળે જોઈ, બેહેરાએ સાંભળી અને મુંગાએ ઉંચે સ્વરે ગાઈ હશે."

એમાં અપકીર્તિના અભાવરૂપ અર્થની સિદ્ધિને માટે આંધળે જોવું, બેહેરે સાંભળવું અને મુંગે ગાવું એરૂપ મિથ્યા અર્થની કલ્પના કરવામાં આવી, તેથી એ મિથ્યાધ્યવસિત્યલંકાર.

---

## ६६ ललितालंकार.

જ્યાં પ્રસ્તુત વર્ણનીય પદાર્થનું વર્ણન ન કરતાં તેના પ્રતિબિંબનું વર્ણન કરવામાં આવે ત્યાં લલિતાલંકાર. લક્ષણ.

"તેં શિખામણ માની નહિ, તેમ કાંઈ વિચાર પણ ન કર્યો. તું વીખના બી વાવી અમૃતફળ ખાવાની ઇચ્છા રાખે છે." ઉદાહરણ ૧ લું.

એ ઉદાહરણમાં કોઈ જોડે વિરોધ કરી સુખની ઇચ્છા રાખવી, એ જે પ્રસ્તુત વર્ણનીય અર્થ તેનું વર્ણન ન કરતાં વિખનાં બી વાવી અમૃતફળ ખાવાની ઇચ્છા રાખવી, એ જે તેનું પ્રતિબિમ્બ તેનું વર્ણન કરવામાં આવ્યું, તેથી લલિતાલંકાર.

"વસંતના વિયોગે જે દશા વનની થાય છે તેવી દશામાં તમે તમારા વિયોગે કયા દેશને આણ્યો, તે કૃપા કરીને કહો." ઉદાહરણ ૨ જું

એ ઉદાહરણમાં તમે કયા દેશથી આવ્યા એ પ્રશ્નરૂપ અર્થ પ્રસ્તુત વર્ણનીય છે તેનું વર્ણન ન કરતાં તેનું પ્રતિબિંબ જે "વસંતના વિયોગે વનની દશા થાય છે તેવી દશામાં તમે કયા દેશને આણ્યો" તેનું વર્ણન કરવામાં આવ્યું, તેથી લલિતાલંકાર.

૩ "એ તો પાણી ઉતરી ગયા પછી પૂલ બાંધે છે." ઉદાહરણો ૩-૪-૫.
૪ 'અરે! એમ પેટ ચોળીને શૂળ શાને ઉપજાવો છો.'
૫ " આગ લાગ્યા પછી કુપ ખણાવે
અગ્નિ કેમ હોલાશે?"

એમાં કોઈએક વિઘ્ન મટી ગયા પછી તેનો ઉપાય કરવા બેસવું એ જે પ્રસ્તુત વર્ણનીય પદાર્થ તેને બદલે તેનું પ્રતિબિમ્બ જે પાણી ઉતરી ગયા પછી પૂલ બાંધવા

એરૂપ તે વર્ણવવામા આવ્યુ તેમ જ જાણી જોઇને દુ ખ ઉપજવાનું કારણ ઉભુ કરવુ એ જે પ્રસ્તુતાર્થ તેનું પ્રતિબિંબ જે પેટ ચોળી શળ ઉપજાવવારૂપ તેનું, અને કોઈ સકટ આવી પડ્યા પછી તેને પહોચી ન વળાય એવી રીતે અસમય યત્ન કરવો એ પ્રસ્તુત વર્ણનીય અર્થને બદલે, આગ લાગ્યા પછી કૂપ ખણાવવો, ઈત્યાદિરૂપ જે તેનું પ્રતિબિંબ તે વર્ણવામાં આવ્યુ, તેથી એ ત્રણે ઉદાહરણોમા લલિતાલકાર

## ૬૭ प्रहर्षणालंकार.

લક્ષણ જ્યા યત્નવિના ઇચ્છિત અર્થની સિદ્ધિનુંવર્ણન કરવામાં આવે ત્યાં પ્રહર્ષણાલકાર.

ઉદાહરણ "જવા તપોવનમા ભૂપતિ,
આતુર હૂ તો મનમા અતિ,
તેમા તેડું નૃપને આવિયું,
ભલુ તે ભૂપતિનેર ભાવિયું"

એ ઉદાહરણમાં દુષ્યંતરાજા શકુન્તલાના દર્શનને અર્થે તપોવનમાં જવાને આતુર હતો, તેવામાં તેને આશ્રમવાસી ઋષિઓ ભણીથી ત્યા પધારવાનું તેડું આ વ્યુ તેથી તે વાંછિત અર્થની વિના યત્ને સિદ્ધિ થઈ, તેનું વર્ણન કરવામા આવ્યુ તેથી પ્રહર્ષણ

### द्वितीय प्रहर्षण.

જ્યાં ઇચ્છિત કરતાં અધિક ફળની પ્રાપ્તિ વર્ણવી હોય ત્યા બીજો પ્રહર્ષણ

ઉદાહરણ 'એક ફળની ઇચ્છા ધરી શિવજીને પૂજતાં તુરત ચાર ફળ મળ્યાં"

' એ ઉદાહરણમાં ફળ ઇચ્છેલું એક અને મળ્યાં ચાર એટલે વાંછિતાર્થથી અધિકની પ્રાપ્તિનું વર્ણન કરવામાં આવ્યાથી બીજો પ્રહર્ષણ.

### તૃતીય પ્રહર્ષણ.

લક્ષણ જ્યાં કોઇએક ફળના ઉપાયની સિદ્ધિ માટે કરેલાં યત્નવડે સાક્ષાત્ ફળનો જ લાભ વર્ણવ્યો હોય ત્યા ત્રીજો પ્રહર્ષણ

ઉદાહરણ. "વશીકરણ મંત્ર પૂછતામાં પ્રીતમ આવી આધીન થયો."

એ ઉદાહરણમાં વશીકરણનો મત્ર એ પ્રીતમને આધીન કરવાનો ઉપાય તેની સિદ્ધિ માટે કરેલો જે યત્ન તેણે કરીને સાક્ષાત્ પ્રીતમ પ્રાપ્તિરૂપ ફળનો લાભ વર્ણવ્યો, તેથી ત્રીજો પ્રહર્ષણ

---

## ६८ विषादालंकार.

લક્ષણ જે વસ્તુની ઇચ્છા હોય તેથી વિરુદ્ધ અર્થની પ્રાપ્તિનું જે કથન તે વિષાદાલંકાર.

ઉદાહરણ ૧ લું. "રાત્રી વહી જશે, સુન્દર પ્રભાત થશે, સૂર્ય ઉદય પામશે અને કમળની શોભા ખુલી રહેશે એવો કમળમાં કેદ પડેલો ભ્રમર વિચાર કરે છે એટલામાં અહો ! એ મોટા ખેદની વાત કે હાથીએ કમળને ઉખેડી જ નાંખ્યું."

એ ઉદાહરણમાં ભ્રમરને કમળબંધનથી મુક્ત થવાની ઇચ્છા હતી તેથી વિરુદ્ધ તેને સ્વરૂપહાનિરૂપ અર્થની પ્રાપ્તિનું કથન કરવામાં આવ્યું તેથી વિષાદાલંકાર.

ઉદાહરણ ૨ જું. "વહૂને ન્હાના હાથવાળી જાણીને યાચકોને દાણા આપવાનું કામ સસરાએ તેને સોંપ્યું. ત્યાં

વહુ રૂપલાવણ્યેયુક્ત હોવાથી આખા ગામના ભીખારી માગવા ઉલટયા."

એ ઉદાહરણમાં સુમ સસરાના મનમાં અન્ન થોડું ખપે એ ઇચ્છા હતી, તેથી વિરુદ્ધ આખાં ગામના ભિખારી ઉતરવાથી વિશેષ અન્નની ખપતીરૂપ વિરુદ્ધ અર્થની પ્રાપ્તિનું કથન કરવામાં આવ્યુ તેથી વિષાદ.

---

## ૬૯ उल्लासालंकार.

લક્ષણ. જ્યા એક વસ્તુના ગુણ અથવા દોષથી બીજી વસ્તુને ગુણ અથવા દોષની પ્રાપ્તિ વર્ણવામા આવે ત્યાં ઉલ્લાસાલંકાર.

ઉદાહરણ ૧ લુ "આ પતિવ્રતા સ્નાન કરી મને પાવન કરશે? એવી ગંગા ઇચ્છા કરે છે."

એ ઉદાહરણમાં પતિવ્રતાના પાતિવ્રત્યરૂપ ગુણવડે ગંગાને પાવનત્વરૂપ ગુણની પ્રાપ્તિ વર્ણવી, તેથી ઉલ્લાસાલંકાર.

ઉદાહરણ ૨ જું "તું યુદ્ધે ચઢે છે ત્યારે સ્તનનું કાઠિન્ય ચરણમાં ઇચ્છનારી તારા શત્રુની સ્ત્રીઓ વિધાતાની નિન્દા કરે છે."

એમાં શત્રુની સ્ત્રીઓએ નાસી જવામાં વિઘ્નકર્તા હોવાથી સ્તનના ચરણની કોમળતારૂપ દોષવડે બ્રહ્મદેવમાં ચરણમા કાઠિન્ય ન ઉપજાવતાં સ્તનમાં વ્યર્થ કાઠિન્ય ઉપજાવવારૂપ દોષ વર્ણવ્યો તેથી ઉલ્લાસાલંકાર.

ઉદાહરણ ૩ જું "દાનાર્થી એવા ભમરાઓને હાથિયે મદાધ બુદ્ધિયે કાનની ઝાપટથી દૂર કર્યા, તો તેથી તેનાંજ ગંડસ્થળની એ હાની થઈ; કારણ કે ભ્રમરો તો પાછા પ્રફુલિત પદ્મવનમાં ફરે છે"

એ ઉદાહરણમાં હાથીનાં ગંડસ્થળને શોભા આપવી એ ભ્રમરનો ગુણ છે તેથી તેમને દૂર કરવા એ હાથીનો દોષ એવી એકના ગુણવડે બીજાને દોષની પ્રાપ્તિ વર્ણવી તેથી ઉલ્લાસાલંકાર.

"હે ભુપાળ ! વધ ન થયો એજ એક તારા સેવકોનો મોટો લાભ છે." ઉદાહરણ ૪ થું.

એ ઉદાહરણમાં રાજાના ક્રૌર્યરૂપ દોષવડે તેના સેવકોનો વધ થયાવિના છુટકો થયો, એજ એક ગુણની પ્રાપ્તિ વર્ણવી તેથી ઉલ્લાસાલંકાર.

---

## ૭૦ अवज्ञालंकार.

જ્યાં એકના ગુણ કિંવા દોષવડે બીજાને ગુણ કિંવા દોષની અપ્રાપ્તિ વર્ણવી હોય ત્યાં અવજ્ઞાલંકાર. લક્ષણ

"મારી કવિતા અમૃતરૂપ બનીને સજ્જનોના મનમાં મોદ ઉપજાવે છે તો તેને અરસિક પુરુષોએ કરેલા અતિ અનાદરવડે શી હાની છે? જેમ અતિ સુંદર એવી પણ સુંદરી તરુણોના અંતઃકરણનું હરણ કરે છે તેમ કુમારોના મનને હરતી નથી." ઉદાહરણ ૧ લું

એ ઉદાહરણમાં કવિતા અને રમણીના ગુણવડે અરસિક અને કુમારોના અંતઃકરણમાં આનંદરૂપ ગુણપ્રાપ્તિનો અભાવ વર્ણવ્યો તેથી અવજ્ઞાલંકાર.

"જો તમે બેલપર બેસી ફરો છો, તો તેથી દિગ્ગજોની લઘુતા શી? તેમ સર્પવડે કંકણાદિ આભૂષણ કરો છો તો તેથી સુવર્ણને હાનિ નથી. અને જો ચંદ્રમાને મુગટ કરો છો તો તેથી ત્રણ ઉદાહરણ ૨ જું

લોકનો દીપક અને કમળનો બંધુ એવા સૂર્યનો શો અપજશ છે? તમે જગતના ઈશ છો એટલે તમને શું કહેવું?"

એ ઉદાહરણમાં મહાદેવે અંગીકાર ન કર્યો એ દોષવડે દિગ્ગજાદિકને લઘુતાદિક દોષનો અભાવ વર્ણવ્યો તેથી અવજ્ઞા

---

## ૭૧ अनुज्ञालंकार.

લક્ષણ દોષમાં ગુણ જોવાથી દોષની જે ઇચ્છા કરવી તે અનુજ્ઞા

ઉદાહરણ ૧ લું "વિપત્તિ આપ વિશ્વનાથ મુજને કૃપા કરી;
સ્મરું સદાય નામ જેથિ તાહરું ફરી ફરી."

આમાં વિપત્તિરૂપ દોષમાં સર્વદા ઈશ્વરસ્મરણરૂપ ગુણ જોવાથી તે (વિપત્તિરૂપ) દોષની ઇચ્છા કરવામાં આવી તેથી અનુજ્ઞાલંકાર.

ઉદાહરણ ૨ જું 'હે હનુમાન્! તમે જે મારા ઉપર ઉપકાર કર્યો તેનો બદલો મારાથી વળી ન શક્યો; કારણ કે પ્રત્યુપકાર કરવાને ઇચ્છતો મનુષ્ય સામાને વિપત્તિની ઇચ્છા કરે છે"

એ ઉદાહરણમાં બદલો વળી ન શક્યો એ દોષ, તેમાં તમને વિપત્તિ ન પડો એ ગુણ જોઈ (બદલો ન વળવારૂપ) દોષની ઇચ્છા કરી તેથી અનુજ્ઞા.

---

## ૭૨ लेशालंकार.

લક્ષણ જ્યાં દોષમાં ગુણની અને ગુણમાં દોષની કલ્પના કરવામાં આવે ત્યાં લેશાલંકાર.

"હે શુક! સ્વચ્છંદચારી સઘળાં પક્ષીઓમાં તારે જ જે પાંજરામાં કેદ થવું પડ્યું તે તારી મધુર વાણીનું ફળ છે." ઉદાહરણ.

એ ઉદાહરણમાં બીજાં પક્ષીઓમાં ન બોલવારૂપ જે દોષ તેમાં સ્વચ્છંદે ફરવાના કારણપણાથી ગુણની કલ્પના કરવામાં આવી, તેમ જ મધુરવાણીરૂપ ગુણ, બંધનનું કારણ હોવાથી, તેમાં દોષની કલ્પના કરવામાં આવી તેથી લેશાલંકાર.

---

## ૭૩ मुद्रालंकार.

પ્રકૃતાર્થ વાચક પદોવડે સૂચ્ય અર્થનું સૂચન કરવામાં આવે ત્યાં મુદ્રાલંકાર. લક્ષણ.

"ન્યાયમાર્ગે ચાલનારને તિર્યક્જાતિ પણ સહાયક થાય છે; પરન્તુ અવળે માર્ગે ચાલનારને સગો ભાઈ પણ છોડે છે." ઉદાહરણ ૧ લું.

એ અનર્ઘરાઘવ નાટકમાં સૂત્રધારે પાત્ર પ્રવેશ માટે પ્રકૃત ભાષણ કર્યું તેવડે સૂચ્યાર્થ જે ન્યાયમાર્ગે ચાલનાર અર્થાત્ રામ તેને વાનરાદિક પણ મદદગાર થયા અને અન્યાયમાર્ગે ચાલનાર જે રાવણ, તેને બીભીષણ જે તેનો સગો ભાઈ તેણે પણ તજ્યો તેનું સૂચન કરવામાં આવ્યું તેથી મુદ્રાલંકાર.

"તું ભોજ જોગ ગણતાં તુછ ભૂપ ભાસે,
વેશ્યા વસંતતિલકા કદિ કીર્તિ ગાશે." ઉદાહરણ ૨ જું.

એ ઉદાહરણમાં કોઈક કુછદી રાજાના વર્ણનરૂપ પ્રકૃતાર્થવાચક પદોવડે વસંતતિલકા છંદના માપરૂપ સૂચ્ય અર્થનું સૂચન કરવામાં આવ્યું તેથી મુદ્રાલંકાર.

---

"હે બાલે! આ નાસિકાનું મોતી તારા અધરની કાંતિવડે પદ્મરાગમણિ સમાન ભાસે છે." ઉદાહરણ.

એ ઉદાહરણમાં મોતીએ ઉજ્વળતારૂપ પોતાના ગુણનો ત્યાગ કરી રક્તતારૂપ અધરગુણનું ગ્રહણ કર્યું તેથી તદ્ગુણાલંકાર.

## ૭૬ પૂર્વરૂપાલંકાર.

જ્યાં કોઈ વસ્તુ પોતાનો ત્યાગ કરેલો ગુણ પાછો ગ્રહણ કરે એ પ્રકારનું વર્ણન તે પૂર્વરૂપાલંકાર. લક્ષણ

"મહાદેવના કંઠનાં કિરણોએ કરીને વ્યાપ્ત એવો પણ શેષ તારા યશવડે શ્વેત થયો છે." ઉદાહરણ

એમાં શેષે પોતાનો ઉજ્વળતારૂપ ગુણ મહાદેવના કંઠનાં કિરણોના વ્યાપ્ત થવાથી ત્યાગ કરેલો તેનું "તારા યશવડે શ્વેત થયો છે" એ વર્ણનવડે ગ્રહણ કર્યું તેથી પૂર્વરૂપાલંકાર.

## ૭૭ અતદ્ગુણાલંકાર.

સાથે રહેલા પદાર્થના ગુણના અનંગીકારનું જે વર્ણન તે અતદ્ગુણાલંકાર. લક્ષણ.

"અનુરાગયુક્ત એવા મારા અંતઃકરણમાં રહેવા છતાં તું અનુરાગવાળો થતો નથી." ઉદાહરણ

એમાં સાથે રહેલો પદાર્થ જે અંતઃકરણ તેનો ગુણ જે અનુરાગયુક્તત્વ તેના અનંગીકારનું વર્ણન કરવામાં આવ્યું તેમ શ્લેષથકી, અનુરાગ પદવડે તું રાતા રંગનો થતો નથી એવા અર્થનું સૂચન કરવામાં આવ્યું તેથી અતદ્ગુણાલંકાર.

અને અટકચાળાપણું એ જે કોઈ પુરુષ, સ્ત્રી, સાંઢ, શ્વાન અને મરકટ એમને વિષે રહેલા મૂળ ગુણો તેમનો અદકી વિદ્યા, પુત્ર જણવો, ચોમાસું મહાલવું, હડકવા હાલવો અને મદિરાપાન ઇત્યાદિકના યોગે ઉત્કર્ષ વર્ણવામાં આવ્યો તેથી અનુગુણાલંકાર.

"મૂળ મીયાં ને ભાંગ પીધી." ઉદાહરણ ૨ જું.

એ પણ અનુગુણાલંકાર જાણવો.

---

## ૭૯ મિલિતાલંકાર.

જ્યાં સાદૃશ્યવડે ભેદ દેખવામાંજ ન આવે ત્યાં મિલિતાલંકાર. લક્ષણ

"સહજ રાતા તારા ચરણમાં લાખનો રંગ જણાયો નહિ" ઉદાહરણ.

એ ઉદાહરણમાં રતાસરૂપી સાદૃશ્યવડે લાખનો રસ અને ચરણ એ બેનો ભેદ દેખવામાજ ન આવ્યો તેથી મિલિતાલંકાર.

---

## ૮૦ સામાન્યાલંકાર.

જ્યાં સાદૃશ્યવડે સમાન એવી વસ્તુનો વ્યાવર્તક ધર્મ ભાસે નહિ ત્યાં સામાન્યાલંકાર લક્ષણ

"રત્નસ્તંભમાં ચારે બાજુ પડેલી પ્રતિબિંબની માળા જોઇ રાવણ તે અમુકજ એમ અંગદ પરખી શક્યો નહિ." ઉદાહરણ

એ ઉદાહરણમા સાદૃશ્યે કરીને સમાન રાવણ અને તેનું પ્રતિબિંબ તેમનો ભેદ દર્શાવનાર ધર્મ ભાસ્યો નહિ તેથી સામાન્યાલંકાર.

## ૮૧ ઉન્મિલિતાલંકાર.

લક્ષણ મિલિતનેવિષે ભેદનું જે સ્ફુરણ તે ઉન્મિલિતાલંકાર

ઉદાહરણ "સુગંધથી શરીરપર કેસરનો લેપ કરેલો છે તે સમજાય છે"

એમાં સુગંધવડે સાદૃશ્ય છતાં ભેદનું સ્ફુરણ થયું તેથી ઉન્મિલિત. એ અલંકાર મિલિતથી ઉલટો છે.

---

## ૮૨ ચિત્રાલંકાર.

લક્ષણ પ્રશ્નનું જે વચન તેજ ઉત્તરનું હોય ત્યાં ચિત્રાલંકાર

દોહરો.

ઉદાહરણ શ્રવણ સુણ્યો સાચો કયો, માત તાતનો ભક્ત?
માર સુમનશરનો કરી, કરે કોણ વશ જક્ત?

સ૦ સ૦

એ ઉદાહરણમાં "માત તાતનો સાચો ભક્ત કોણ શ્રવણ સુણ્યો એટલે કાને સાભળ્યો?' પ્રશ્ન એ વાક્ય છે તેમાથી 'શ્રવણ" એ ઉત્તર નીકળે છે તેથી ચિત્રાલંકાર. તેમજ "જગતને વશ કોણ કરે છે પુષ્પબાણનો માર એટલે મારો કરીને?' એપ્રશ્ન વાક્યમાથીજ "માર એટલે કામદેવ" એવો ઉત્તર નીકળે છે તેથી એપણ ચિત્રાલંકાર.

૨ અનેક પ્રશ્નોનો એક ઉત્તર હોય ત્યાં બીજો ચિત્રાલંકાર

દોહરો.

ઉદાહરણ કોણ ઇલા, મસ્તક ધરે? કો કપર્દિશિરતાજ?
દધિજાપતિવાહન કવણ? દો ઉત્તર દ્વિજરાજ?

સ૦ સ૦

એ ઉદાહરણમાં પૃથ્વીને મસ્તકપર કોણ ધારણ કરે છે? મહાદેવના માથાનો મુગટ કોણ? અને રમાપતિનું વાહન કયું? એ ત્રણ પ્રશ્નનો એક ઉત્તર "દ્વિજરાજ" એ આપવામાં આવ્યો તેથી બીજો ચિત્રાલંકાર જાણવો.

"દ્વિજરાજ" એ શબ્દ શેષ, ચંદ્ર અને ગરુડ એ ત્રણનો વાચક છે.

---

## ૮૩ સૂક્ષ્માલંકાર.

જ્યાં પરાશય સમજનાર કોઇકની અભિપ્રાયપૂર્વક ચેષ્ટા વર્ણવવામાં આવે ત્યાં સૂક્ષ્માલંકાર. લક્ષણ.

"મેં સામે જોયું એટલામાં તેણીએ કેશવડે પોતાના મસ્તકમણિને ઢાંક્યો." ઉદાહરણ.

એ ઉદાહરણમાં કામી પુરુષે નાયકાની સામે જોયું તેથી તેના સંકેતકાળ સંબંધી પ્રશ્નનો અભિપ્રાય જાણી સૂર્ય અસ્ત પામ્યા પછી સંકેતસમય છે એ અભિપ્રાય પૂર્વક મસ્તકમણિ ઢાંકવારૂપ ચેષ્ટા વર્ણવવામાં આવી તેથી સૂક્ષ્માલંકાર.

---

## ૮૪ પિહિતાલંકાર.

પરાયું વૃત્તાંત જાણનાર કોઈની અભિપ્રાયપૂર્વક ચેષ્ટા વર્ણન કરવામાં આવે ત્યાં પિહિતાલકાર. લક્ષણ.

"પ્રાતઃકાલે પ્રીતમ જેવા ઘેર પધાર્યા તેવુંજ કાંતાએ બિછાનું બિછાવ્યું." ઉદાહરણ

એ ઉદાહરણમાં પ્રીતમ પરસમાગમ કરી પધાર્યા છે એ વૃત્તાંત જાણી, તે સોકને ઘેર જાગરણ થયાથી

"તમે થાક્યા છો માટે આ મિઠાનું તૈયાર છે' એ અભિપ્રાયપૂર્વક મિઠાનુ તૈયાર કરવારૂપ ચેષ્ટા વર્ણવવામા આવી તેથી પિહિતાલંકાર

સૂક્ષ્માલંકારમા માનસિક વ્યાપાર સમજી અભિપ્રાયપૂર્વક ચેષ્ટા વર્ણવવામા આવે છે અને પિહિતમા ગૂઢ કની વર્તણુક સમજી કરેલી ચેષ્ટા વર્ણવવામાં આવે છે

---

## ૮૯ વ્યાજોક્તિઅલંકાર

લક્ષણ. અન્ય હેતુના કથનથી આકારનુ જે ગોપન કરવું તે વ્યાજોક્તિ

ઉદાહરણ "નૃપવસુતા શોકાતુર થઈ કહે છે,
ગ્રીષ્મતણો તપ્યો ભાણજી,
રે' સખી તાપ તેનો મુજ તનમા,
પ્રગટ્યો થ લેશે પ્રાણજી'

એ ઉદાહરણમા ગ્રીષ્મઋતુના સૂર્યનો તાપ શુ માત્ર પ્રાણ લેશે એ હેતુના કથનવડે દુષ્યન્તના વિરહજનિત તાપવડે સતાપયુક્ત એવા આકારનું શકુન્તલાએ સખી પાસે ગોપન કર્યું તેથી વ્યાજોક્તિ

છેકાપન્હુતિ અને વ્યાજોક્તિ એ બેમા અતર એટલુજ કે પહેલામા વચનને અન્યથા કરીને ગોપન કરવામાં આવે છે અને બીજામા જુદો હેતુ વર્ણન કરી આકારનું ગોપન કરવામા આવે છે

---

## ૯૦ ગૂઢોક્તિઅલંકાર.

લક્ષણ અન્યનો ઉદ્દેશ કરીને અન્યને કહેવું તે ગૂઢોક્તિ

ઉદાહરણ "અરયા બળદ! પરાયા ખેતરમાથી ભાગી જા, કારણ કે ખેતરનો રખવાળ આવે છે"

એ ઉદાહરણમા પરકીયા નાયકાએ ઉપપતિને ઉદ્દેશે કરીને ભગદને કહ્યું તેથી ગૂઢોક્તિ.

## ૮૭ युक्तिअलंकार.

જ્યાં પોતાનો મર્મ છુપાવવાને ક્રિયાવડે બીજાનું વચન કરવામાં આવે ત્યાં યુક્તિઅલંકાર. લક્ષણ

"તને ચિતરતી નાયકાએ બીજાને જોઇને તે ચિત્રના હાથમા કુસુમચાપ આપ્યુ." ઉદાહરણ.

એ ઉદાહરણમા કુસુમચાપ આપવારૂપ ક્રિયાવડે પોતાના અનુરાગરૂપ મર્મના ગોપનને માટે પરવચનાર્થ યત્ન કર્યો તેથી યુક્તિ અલંકાર.

વ્યાજોક્તિ અને યુક્તિ એ બેમાં એટલોજ ભેદ છે કે પહેલામાં આકાર એટલે બાહ્યસ્વરૂપનું ગોપન અને યુક્તિમાં તે વગરના ગમે તેનું ગોપન કરવામાં આવે છે, અથવા વ્યાજોક્તિમા ઉક્તિવડે ગોપન અને યુક્તિમા ક્રિયાવડે ગોપન એટલો ભેદ છે

## ૮૮ लोकोक्तिअलंकार.

જ્યાં લોકપ્રવાદનું અનુકરણ કરવામાં આવે ત્યાં લોકોક્તિ. લક્ષણ.

છગન–"એતો મારાથી ન બને ઉદાહરણ.
મગન–ત્યારે તો બાપુ ઘેર જઇને ગોદડુ ઓઢીને સૂઈ જાઓ"

એમાં "ગોદડું ઓઢીને સૂઈ જાઓ" એ વચનોવડે લોકો કહે છે તેનું મગને અનુકરણ કર્યું તેથી લોકોક્તિ અલંકાર

## ૮૯ છેકોક્તિઅલંકાર.

લક્ષણ અન્ય અર્થની સૂચક એવી જે લોકોક્તિ તે છેકોક્તિ

ઉદાહરણ 'હે મિત્ર ! સર્પના પગને સર્પજ જાણે છે'

એ ઉદાહરણમા કોઇકે કોઇક સબધી વાત પૂછેલી ત્યારે જેને પુછેલી તેણે પાસે બેઠેલા કોઈ બીજા મનુષ્યને બતાવી એજ તેની વાતને જાણે છે એવી અન્ય અર્થની સૂચક એવી "સર્પજ સર્પના પગને જાણે છે" એ લોકોક્તિ કહી તેથી એ છેકોક્તિ અલકાર

---

## ૯૦ વક્રોક્તિઅલંકાર.

લક્ષણ જ્યાં શ્લેષ કિંવા કાકુવડે અભિપ્રેત અર્થથી ભિન્ન એવા અર્થની કલ્પના જોવામાં આવે ત્યાં વક્રોક્તિ અલકાર

ઉદાહરણ ૧ લું

પ્ર આગળીથી કમાડ એ કયો કુટિલ ઠોકે છે?

ઉ (એતો હું) માધવ (કૃષ્ણ)

પ્ર કોણ વસંત?

ઉ નહિ, ચક્રી (ચક્રધારી વિષ્ણુ)

પ્ર. શું કુભાર ?

ઉ નહિ ધરણીધર ( વિષ્ણુ)

પ્ર શું બે જીભવાળો ફણીંદ્ર (શેષ)?

ઉ નહિ, હુંતો ભયંકર સર્પનું મર્દન કરનાર છું (કાલીનુ)

પ્ર. કોણ ત્યારે ખગપતિ ? (ગરુડ)

ઉ. નહિ હરી

પ્ર. શું કપીંદ્ર ? (હનુમાન)

એ પ્રકારે રાધાવિવાદે જેનાં વચન પ્રતિહત થયલાં છે તે પદ્મનાભ તમારું રક્ષણ કરે."

એ ઉદાહરણમાં શ્લેષવડે કૃષ્ણના અભિપ્રેત અર્થથી ભિન્ન એવા અર્થની રાધાના પ્રશ્ન વચનમાં કલ્પના જોવામાં આવે છે તેથી વક્રોક્તિઅલંકાર.

"માડી વ્હાલી વ્હેલી, વ્હેલી બારણાં ઉઘાડ તો કહે, ઉદાહરણ ૨ જું.

માડી વ્હાલી તમારી વૈકુંઠમાં બિરાજે છે;
અલિ માન, તો કહે આવે સમે અલિ અહીં કયાંથી
અલિ તો, કમળમાંહિ કેદ પડયો આજે છે;
મેઘાને કહે હું ટાડે કમાડ ઊઘાડવાને
મેઘો અહીં નથી તે તો ગગનમાં ગાજે છે;
ટક ટક છોડ તો કહે કહો ઘડીયાળને જે
ટક ટક છોડે મને કહેતાં કાંઈ લાજે છે?

એમાં પણ શ્લેષવડે કંથનો જે અભિપ્રેત અર્થ તેથી કામનીનાં વચનવડે ભિન્ન અર્થની કલ્પના જોવામાં આવે છે તેથી વક્રોક્તિ.

પુષ્કર—"તેમાં વળી જેની ચડતી જોઈ શકાતી ન હોય એવા પિત્રાઈનું પાયમાલ થવું અને આપણું ઉંચે ચઢવું એ તો સુખનું શિખર છે. ઉદાહરણ ૩ જું.

"વિદૂષક—હાજી, ઉંચે ચઢવું એ સુખનું શિખર ખરું!!" ન. દ. ના.

એ વક્રોક્તિ અલંકારનું ઉદાહરણ છે.

"વાતે વળગાડી સખાઓથી વિખુટો પાડી ગોપાળને વૃષભાનકિશોરીએ પકડયો; કેસરથી ઉદાહરણ ૪ થું.

તેના તનનું મજન કર્યું અને બલાત્કારે આંખમાં અંજન કર્યું કવિ કહે છે કે એ કૌતુક તે શું વર્ણવું? વહાલા એવા ગોપાળને ગોરી બનાવી એટલું કહી છોડી દીધો કે, ‘વળી અહીંયા હોળી ખેલવા આવજો.’”

એ ઉદાહરણમા કાકુક્તિવડે (સ્વર-ધ્વનિના વિકાર વડે) “વળી અહીંયા હોળી ખેલવા આવજો” એટલે સમજુ ને શાણા હો તો ન આવશો (તેમાંજ તમને ઠીક પડશે) એવા ભિન્ન અર્થની કલ્પના હોવાથી એ પણ વક્રોક્તિ અલંકાર

જેમ અપન્હુતિના એક પ્રકાર છેકાપન્હુતિમા પોતાનું બોલેલું પોતેજ ફેરવી નાખે છે, તે પ્રમાણે આ વક્રોક્તિમા સામાનું બોલેલું ફેરવી નાખવામા આવે છે પ્રસન્નરાઘવ નાટકમા, ગીતગોવિંદ અષ્ટપદીના રચનાર જયદેવ કવિ કહે છે કે “જે કવિની વક્રોક્તિને નિંદે તે ખરો મન્દમતિ જાણવો જેમ નીરસ એટલે શાક પુરુષ યુવતિના વક્ર કટાક્ષાંકુરને નિંદે તેવો એને સમજવો’ ઈત્યાદિ.

---

## ૯૧ સ્વભાવોક્તિઅલંકાર.

લક્ષણ જે જાતિ આદિમા જેવો સ્વભાવ હોય તેવોજ વર્ણન કરી બતાવવો તે સ્વભાવોક્તિ અલંકાર

ઉદાહરણ “ચંચળ નેત્રવડે ઉભા કાન કરીને હરણ જુએ છે”

એમા હરણનો સ્વભાવ વર્ણવ્યો તેથી સ્વભાવોક્તિઅલંકાર.

---

## ૯૨ भाविकालंकार.

ભૂત અથવા ભવિષ્યમાં થયલો અથવા થનારો અર્થ સાક્ષાત્ વર્ત્તમાનમાં બનતો હોય તેમ વર્ણન કરવું તે ભાવિકાલંકાર. લક્ષણ.

"દેવતા અને દૈત્યો અદ્યાપિ યુદ્ધ કરે છે એમ હું આ સ્થળમાં દેખું છું." ઉદાહરણ.

એમાં સ્થાનકનું ભયંકરપણું દર્શાવવાને માટે ભૂતકાળમાં થયલું દેવદૈત્યનું યુદ્ધ તે જાણે વર્ત્તમાનકાળમાં બનતું હોય તેમ વર્ણવ્યું તેથી ભાવિકાલંકાર.

---

## ૯૩ उदात्तालंकार.

સમૃદ્ધિનું ચરિત્ર અથવા કોઈનું શ્લાઘ્ય ચરિત્ર તે અંગરૂપે વર્ણવામાં આવે ત્યાં ઉદાત્તાલંકાર. લક્ષણ.

"રત્નના સ્તમ્ભમાં પડેલાં સેંકડો પ્રતિબિંબવડે વીંટાયલો લંકાપતિ, હનુમાને મહામહેનતે બરાબર ઓળખ્યો." ઉદાહરણ ૧ લું.

એ ઉદાહરણમાં રત્નના સ્તમ્ભોવડે રાવણની સમૃદ્ધિનું વર્ણન કરવામાં આવ્યું તેથી ઉદાત્તાલંકાર.

"અર્જુન અને મહાદેવનું તે યુદ્ધ જેના શિખર૫ર થયું એવો." ઉદાહરણ ૨ જું.

એ ઉદાહરણમાં મહાદેવ સાથે યુદ્ધ કરવારૂપ અર્જુનનું શ્લાઘ્ય ચરિત્ર હીમાચળના અંગરૂપ વર્ણવવામાં આવ્યું તેથી ઉદાત્તાલંકાર.

---

## ૯૪. अत्युक्तिअलंकार.

શૌર્ય, ઔદાર્ય આદિકનું અદ્‌ભૂત એવું મિથ્યા વર્ણન તે અત્યુક્તિ. લક્ષણ.

ઉદાહરણ ૧ લું. "હે રાજા! તારા દાનથી યાચકો કલ્પતરુ થયા છે."

એમાં રાજાનાં ઔદાર્યનું અદ્ભૂત એવું મિથ્યા વર્ણન કરવામાં આવ્યું તેથી એ અત્યુક્તિ.

ઉદાહરણ ૨ જું "હે રાજા! તારા પ્રતાપરૂપ અગ્નિથી સાત સમુદ્ર શોષાઇ ગયા, તે પાછા તારા શત્રુની સ્ત્રીઓએ રુદન કર્યું તેમનાં આંસુનો જે પ્રવાહ ચાલ્યો તેથી ભરાઇ ગયા."

એમાં કોઇક રાજાના શૌર્યનું અદ્ભૂત એવું મિથ્યા વર્ણન કરવામાં આવ્યું તેથી એ અત્યુક્તિ અલંકાર.

એજ પ્રમાણે કોઇની સંપત્તિનું અતિશય વર્ણન કરવામાં આવે તો ત્યાં અત્યુક્તિ અલંકાર ન જાણતાં ઉદાત્તાલંકાર જાણવો.

---

## ૯૯. निरुक्तिअलंकार.

લક્ષણ. જ્યાં યોગવડે નામના અન્ય અર્થની કલ્પના કરવામાં આવે ત્યાં નિરુક્તિ અલંકાર.

ઉદાહરણ ૧ લું. "કોઇનાપર કોઇ રીતનો મોહ રાખતા નથી, વનવન પ્રત્યે વિહાર કરે છે તેથી હે સખા! એનું નામ 'મોહન' વિધિએ રાખ્યું છે તે યોગ્યજ છે."

એ ઉદાહરણમાં મોહન એટલે શ્રીકૃષ્ણ તેને બદલે કોઇનાપર મોહ ન રાખવો અને વનવનપ્રત્યે વિહાર કરતા ફરતું એવી જે કરણી તેને અનુસરતો "મોહ ન" એટલે જેને મોહ નથી એવો તે, એ પ્રમાણે યોગવડે અન્ય અર્થની કલ્પના કરવામાં આવી તેથી નિરુક્તિ અલંકાર.

"આવાં તારાં ચરિત્ર છે તેથી તું ખરેખરો દોષાકર છે એમ હું જાણું છું." ઉદાહરણ ૨ જું.

એ વિરહિણીની ઉક્તિ છે. તે ચન્દ્રને કહે છે કે આવાં જન સંતાપકારક (ચન્દ્રના દર્શનથી વિજોગી સ્ત્રીપુરુષને તાપની શાંતિ થવાને બદલે વૃદ્ધિ થાય છે એવું ગ્રંથોમાં પ્રસિદ્ધ છે) તારાં ચરિત્ર છે તેથી દોષાકર એટલે દોષની ખાણ એવા અર્થયુક્ત તારું નામ છે તે ખરેખરું છે. હવે દોષા એટલે રાત્રી અને કર એટલે કરનારા અર્થાત્ રાત્રીનો કરનાર તેને બદલે યોગવડે એ શબ્દનો દોષની ખાણ એવો જે અન્ય અર્થ તેની કલ્પના કરવામાં આવી તેથી એ નિરૂક્તિ અલંકાર.

---

## ૯૬. हेत्वालंकार.

કારણનું કાર્યની સાથેજ વર્ણન કરવામાં આવ્યું હોય ત્યાં હેત્વલંકાર જાણવો. લક્ષણ

"હે માનિની ! તારા માનનો ભંગ કરવા માટે આ ચદ્રમા આકાશમાં ઉદય પામેછે." ઉદાહરણ ૧ લું.

એ ઉદાહરણમાં ચન્દ્રના ઉદયરૂપ જે કારણ તે માનભંગરૂપ જે કાર્ય તેની સાથેજ વર્ણન કરવામાં આવ્યું તેથી હેત્વલંકાર જાણવો.

જ્યાં કારણને કાર્યરૂપ કથન કરવામાં આવે ત્યાં પણ હેત્વલંકાર જાણવો.

"કોઈ કરોડનો સંગ્રહ કરો, કોઈ લાખનો કે કોઈ હજારોનો કરો, પરંતુ સદાવિપત્તિનું વિદારણ કરનાર એવો યદુપતિ મારી સંપત્તિ છે." ઉદાહરણ ૨ જું.

બિ૦ સ૦

એ ઉદાહરમાં યદુપતિ જે કારણ તેમજ સંપત્તિ જે કાર્ય તે બે એકરૂપ વર્ણવામાં આવ્યાં તેથી હેત્વલંકાર

## ૯૭. प्रतिपेधालंकार.

લક્ષણ જ્યા પ્રસિદ્ધ નિષેધનું અનુવાદન કરવામા આવે ત્યા પ્રતિષેધાલંકાર

ઉદાહરણ ૧ લુ. "એ તો યુદ્ધ છે, એ પેલી સભામા બડબડ કીધી હતી તે નથી"

એ ઉદાહરણમાં અર્જુન કર્ણપ્રત્યે કહે છે કે, દ્રૌપદીવસ્ત્રહરણ સમયે તેં જે કૌરવસભામાં બકબક કીધી હતી તે આ ન સમજીશ, આ તો યુદ્ધપ્રસંગ છે હવે વાસ્તવિક વિચારે યુદ્ધ જે સભામાં કરેલી બડબડ ન હોતી, તેનેજ એ બડબડ નથી એમ નિષેધનો નિષેધ કરવામાં આવ્યો તેથી એ પ્રતિષેધાલંકાર થયો. કોઇને શકા થશે કે "જે જે નથી તે તે નથીજ" એ તો બાળક છોકરું પણ જાણે છે, ત્યારે એમાં તે એવો શો ચમત્કાર આવી ગયો કે એવા પ્રકારના નિષેધના અનુવાદને અલકાર એવુ નામ આપવુ પડયું? એ શકાનુ સમાધાન એ કે એ પ્રકારે પ્રસિદ્ધ એવા નિષેધનું અનુકીર્તન કરવામા એવા ગર્ભિત અર્થનું સૂચન કરવામાં આવ્યું છે કે, અર્જુન ઉપહાસપૂર્વક કર્ણને કહે છે કે, તારુ ચાતુર્ય તો સભામાં બડબડ કરવી હોય તેમાં રહ્યું છે, તે આ નથી, આ તો યુદ્ધ છે, એટલે એમાં તારુ બડબડ કરવા સંબંધી ચાતુર્ય ખપ આવે તેમ ધારીશ નહીં.

ઉદાહરણ ૨ જું . એ તો વેદ ભણવાના છે, એ લાડુ ખાવાના નિરુક્તિ અલંકાર

એ ઉદાહરણમાં 'વેદ ભણવા' એ જે વાસ્તવિક લાડુ ખાવાના નથી તેને જ એ લાડુ ખાવાના ન હોય એમ નિષેધનુંજ અનુકીર્તન કરવામાં આવ્યું તેથી પ્રતિષેધાલંકાર. એમાં એવા ગર્ભિતાર્થનું સૂચન કરવામાં આવ્યું છે કે લાડુ ખાવા એ જેવું સહેલું કામ છે તેવું આ ન ધારીશ: એ તો વેદ ભણવાના છે, અર્થાત્ એ કઠિણ કામ છે.

"અરે વિષયાસક્ત પામરપ્રાણી! અહિયાં તો તું મોજમઝામાં દિવસ ગુજારે છે ને ઈશ્વરસ્મરણ કરતો નથી, પણ ત્યાં તો યમરાજાનું રાજ્ય છે ત્યાં કાંઈ પોપાંબાઈનું રાજ્ય નથી." ઉદાહરણ ૩ જું.

એ ઉદાહરણમાં યમરાજાનું રાજ્ય તે વાસ્તવિક રીતેજ પોપાંબાઈનું રાજ્ય નથી તેનેજ પોપાંબાઈનું રાજ્ય નથી એમ કહીને નિષેધનો નિષેધ કરવામાં આવ્યો તેથી એ પણ પ્રતિષેધાલંકાર થયો. એમાં એવા ગર્ભિતાર્થનું સૂચન કરવામાં આવ્યું કે જેમ પોપાંબાઈના રાજ્યમાં ગાડેગાડાં અંધેર ચાલ્યું જાય ને કોઈ ગમે એટલો અન્યાય માર્ગે ચાલે તો પણ તેને કોઈ પૂછે નહીં, તેવું યમરાજાના રાજ્યમાં પણ ચાલતું હશે એમ ઓ અપરાધી પ્રાણી! તું ધારીશ નહિ; ત્યાં તો રજેરજનો હિસાબ લેશે એ તાત્પર્ય.

ભાષાભૂષણમાં એ અલંકારનું જે ઉદાહરણ આપવામાં આવેલું છે તે આ પ્રમાણે:—"मोहनकर मुरली नहीं है, कछु यडी वलाई" અર્થ—મોહન (શ્રીકૃષ્ણ) ના કરમાં એ મુરલી નથી, કાંઈક મોટી બલા છે. હવે વાસ્તવિક વિચાર કરતાં એમાં પ્રકૃત જે મુરલી તેનો નિષેધ કરી અપ્રકૃત જે બલા તેનો તેને સ્થળે આરોપ કરવામાં આવ્યો તેથી એ અપન્હુત્યલંકારનું ઉદાહરણ

છે. જેમ "આકાશમાં એ ચન્દ્ર નથી, એ તો વ્યોમ-ગંગાનું કમળ છે," એમાં પ્રકૃત જે ચન્દ્ર તેનો પ્રતિષેધ કરી અપ્રકૃત કમળનું સ્થાપન કરવામાં આવ્યું, તેજ પ્રમાણે ઉપર્યુ ઉદાહરણ હોવાથી તેને પ્રતિષેધાલંકારમાં ગણવું યોગ્ય નથી જે પ્રકૃત વસ્તુ હોય છે તેનો પ્રતિષેધાલંકારમાં નિષેધ કરવામાં આવતો નથી. "જેમ આ યુદ્ધ છે, સભામાં બડબડ કરવી તે એ નથી," એમાં પ્રકૃત જે યુદ્ધ તેનો નિષેધ કરવામાં નથી આવ્યો, પરંતુ અપ્રકૃત જે બડબડ તેનો નિષેધ કરવામાં આવ્યો છે હવે ઉપલા પહેલાં ઉદાહરણમાં તો પ્રકૃત જે મુરલી તેનો નિષેધ કરવામાં આવ્યો અને અપ્રકૃત જે બલા વેનું તે સ્થળે સ્થાપન કરવામાં આવ્યુ, તેથી એને પ્રતિષેધાલંકારને બદલે અપહ્નુત્યલંકારનું ઉદાહરણ ગણવું યોગ્ય છે.

ઉપના ભાષાભૂષણના વ્રજભાષાના ઉદાહરણનો અર્થ મેં સ્વબુદ્ધિએ કરી તે ઉપર આટલો પૂર્વપક્ષ દર્શાવ્યો છે એમ નથી, પરંતુ ભૂષણકૌમુદી નામની ભાષાભૂષણની વ્રજભાષાની ટીકામાં, તેમજ કવિ હીરાચંદની ભાષાભૂષણની હીરાવલી નામની ટીકામાં જે અર્થ આપેલો છે તે ઉપરથી એટલો પૂર્વપક્ષ કરવો પડયો છે. મારી સમજ પ્રમાણે "મોહનકર મુરલી, નહીં હૈ કછુ બડી બલાઈ" શ્રીકૃષ્ણના હાથમાં એ મુરલી છે, એ કાંઈ મોટી બલા નથી" એ પ્રમાણે અર્થ કરવામાં આવે તો પ્રતિષેધાલંકાર થાય.

---

## ૯૮. विध्यलंकार.

જ્યાં સિધ્ધનુંજ વિધાન કરવામાં આવે ત્યાં વિધ્યલંકાર.

"મણિ પગે બંધાય અને કાચ મસ્તકે ધારણ કરવામાં આવે પરંતુ ક્રયવિક્રય વેળાએ તો કાચ તે કાચ ને મણિ તે મણિ." ઉદાહરણ ૧ લું

એ ઉદાહરણમાં કાચ અને મણિ એ સિદ્ધજ છતાં તેમનું વિધાન કરવામાં આવ્યું તેથી વિધ્યલંકાર.

"શ્રી રામચંદ્ર કહે છે—અરે! મારા જમણા હાથ! તું બ્રાહ્મણના છોકરાને જીવાડવાને અર્થે આ શૂદ્રજાતીય તપસી ઉપર ખડ્ગ નાખ, કેમકે પૂર્ણ ગર્ભથી દુઃખી એવી સીતાને વનમાં કહાડી મૂકવાવાળા રામનું તું અંગ છે; એ કારણથી તારામાં કરુણા ક્યાંથી હોય" ઉદાહરણ ૨ જું

એ ઉદાહરણમાં રામનો પોતાનો હાથ તે તેનું અંગ એ સિદ્ધજ છે, તે હાથને તું રામનું અંગ છે એમ કહી વિધાન કરવામાં આવ્યું તેથી વિધ્યલંકાર.

---

# पंदर अलंकारो.

## १. रसवत्अलंकार.

શૃંગારાદિ નવ રસમાંનો ગમે તે જ્યાં બીજાના અંગરૂપે વર્ણવવામાં આવે ત્યાં રસવત્ અલંકાર. લક્ષણ

"યોગીંદ્ર અને મહાત્મા એવા અગસ્ત્ય તે સર્વ મુનિમંડળમાં ઉત્કૃષ્ટ છે કે જેણે એક ચાંગળામાં દિવ્ય એવા મચ્છ અને કચ્છને જોયા." ઉદાહરણ ૧ લું

એ ઉદાહરણમાં સમુદ્રને પી જતી વખતે ભગવાનના અવતારરૂપ મચ્છ અને કચ્છ તેના એક હથે-

લીમાં કરેલા દર્શનવડે ઉપજેલો અદ્ભુતરસ તે મુનિ-
વિષયકરતિરૂપ સ્થાયીભાવની પુષ્ટીને અર્થે તેના અગ
રૂપે વર્ણવવામા આવ્યો તેથી રસવત્ અલંકાર

ઉદાહરણ ૨ જું "કટિમેખલાનો ખેંચનાર, પુષ્ટ પયોધરનું
મર્દન કરનાર, નાભિ, સાથળ અને જઘાનો સ્પર્શ
કરનાર એવો આ તે જ કર છે"

એ ઉદાહરણમાં કપાયના હાથવાળા ભૂરિશ્રવાને
જોઈ, પૂર્વાનુભૂત શૃંગારરસાવસ્થાનું સ્મરણ થવાથી, કરુ
ણારસનો એ શૃગારરસ અગ થયો તેથી રસવત્ અલંકાર.

## ૨ પ્રેયાલંકાર.

લક્ષણ ભાવમાત્રમાનો ગમે તે બીજાનું અગ થાય
ત્યાં પ્રેયાલંકાર

ઉદાહરણ ૧ લું "કાશીમા ગગાના તીરપર નિવાસ કરતો,
કૌપિન ધારણ કરતો અને હાથ જોડી મસ્તકપર
રાખતો એવો હું હે ગૌરીનાથ! હે ત્રિપુરહર! હે
શંભો! હે ત્રિનયન! પ્રસન્ન થાઓ એમ ઉંચે સ્વરે
બોલતો નિમિષની પેઠે દિવસો ક્યારે કાઢીશ!"

એ ઉદાહરણમા "ક્યારે" એ પદવડે સૂચિત
ચિંતાનામક વ્યભિચારીભાવ તે વારાણસી નિવાસા
દિકવડે જણાતા શાંતરસનું અગ છે તેથી પ્રેયાલંકાર

ઉદાહરણ ૨ જું "કરમા ધનુષબાણ ધરી, પ્રભૂના સોગન
ખાઈ કહે છે કે હું દેખતાવારજ ઇંદ્રજીતને ન
મારુ તો લક્ષ્મણવીર નહિ"

એ ઉદાહરણમા ગર્વનામક વ્યભિચારીભાવ તે
ક્રોધસ્થાયીભાવનું અગ થયો તેથી પ્રેયાલંકાર પ્રેયા
કારનેજ ભાવાલંકાર કહે છે

## ૩. ऊर्जस्वित्‌अलंकार.

રસાભાસ અથવા ભાવાભાસ એ બેમાંનો ગમે તે જ્યાં બીજાનું અગ થાય ત્યાં ઉર્જસ્વિત. લક્ષણ.

"હે વીર! ભય પામીને ઉતાવળમાં દોડતી તારા શત્રુની સ્ત્રીઓને લુંટવાને અર્થે વેગથી વનમાં આવેલા ભીલ, તેમના અત્યંત ચપળ એવાં સ્તન અને અત્યંત ચંચળ નેત્રપ્રાન્તવડે સ્તબ્ધ થઈ રોમાંચયુક્ત એવા કર્તવ્યકર્મ ભુલીને ઉભા." ઉદાહરણ ૧ લુ.

એ ઉદાહરણમાં ભીલોને વિષે પ્રીતિરહિત એવી રાજસ્ત્રીઓના શૃંગારનું વર્ણન કર્યું, તેમાં અનુચિતપણું હોવાથી શૃગારરસાભાસ થયો, તે રાજવિષયકરતિરૂપભાવનું અગ થયો તેથી ઉર્જસ્વિત.

"હે નૃસિંહરાજ! નેત્રવડે તમારું દર્શન થવાથી અમારો જન્મ સફળ થયો, એ રીતે યુદ્ધને વિષે શત્રુગણ તમારી સાદર વિનતિ કરે છે." ઉદાહરણ ૨ જું

એ ઉદાહરણમા કવિએ રાજાને વિષે તેના શત્રુઓના પ્રીતિભાવનુ વર્ણન કર્યું, એ ભાવાભાસ તે રાજવિષયકરતિભાવનું અગ થયો તેથી ઉર્જસ્વિત.

"વિભીષણ રામને જઈ મળ્યો તે બાપડો તે કોણમાત્ર, એ તો રાક્ષસના કુળને દૂષણરૂપ એવો છે, કયાં લગી જીવવાનો છે? મારો ભાઈ કુંભકરણ અને પુત્ર ઈંદ્રજિત તે. મરણ પામ્યા તો શું થઈ ગયું? યમરાજ તો એકજ છે, પણ એવા સો યમરાજ હોય તોપણ હું ડરુ તેવો નથી. હે સુંદરી! જ્યાંસુધી દશદિક્પાળને ડરા- ઉદાહરણ ૩ જું.

વનાર રાવણના કરમા તરવાર છે, ત્યાંસૂધી તુ રામના ગાત્રની કુશલતા રખે જાણતી ”

એ ઉદાહરણમા વિભીષણઆદિની અનુચિત નિંદા તે ભાવાભાસ તે વીરરસનું અગ થયો તેથી ઉર્જસ્વિત

## ૪ સમાહિતાલંકાર.

લક્ષણ ભાવશાંતિ તે બીજાનાં અગરૂપે વર્ણન કરવામા આવે ત્યા સમાહિતાલકાર

ઉદાહરણ ૧ લુ "જોઈએ તો ખરા, હવે એ શુ કરેછે ? એમ ધારી હું સુગો બેઠો ખરેખરો આ શઠ મારી સાથે કેમ બોલતો નથી એમ ધારી તેણીએ કોપ કર્યો એ પ્રકારે એક બીજા ઉપર દૃષ્ટિ હિત અવસ્થામા કઇક મિષે હું હસ્યો, એટલે તેણીએ ધૈર્ય છોડી રુદન કરવા માડયું"

એમા કોપરૂપ ભાવની શાંતિ તે શૃંગારરસનુ અગ થઈ તેથી સમાહિતાલકાર એ નાયકની સખા પ્રત્યે ઉક્તિ છે

ઉદાહરણ ૨ જું 'ભાઈ તેડવા આવ્યો તેને જોઇ હરખીને ઉઠી, એટલામા ચાતકધ્વનિ કાને પડવાથી અક ળાઈને ઘરમા ભાગી'

એ ઉદાહરણમા હર્ષરૂપ ભાવની શાંતિ તે ત્રાસ રૂપ ભાવનું અગ થઈ તેથી સમાહિતાલકાર

## ૬. ભાવોદયાલંકાર.

લક્ષણ ભાવનું જે ઉપજવુ તે ભાવોદય તે બીજાનાં અગરૂપે જ્યાં વર્ણવવામા આવે ત્યાં ભાવોદયાલકાર

"હુંસે પગવતે મારી આગળ તમારું ચિત્ર પાડયું તે એવા હેતુથી કે મારો (હુંસનો) પ્રીય જે નળ તે તારા જેવો જ સ્વરૂપસુંદરતામાં છે. માટે હું તમારા દર્શનની ઇચ્છા કરતી દિવસો કાઢું છુ, તેથી આજનો દિવસ વિશ્રામ કરી મારાપર દયા કરજો." ઉદાહરણ.

એ ઉદાહરણમાં નળ પ્રત્યે દમયંતીને ઉપજેલો ઔત્સુકયરૂપી ભાવ તે શૃંગારરસનું અગ થયો, તેથી ભાવોદયાલંકાર.

---

## ६ भावसंधिअलंकार.

વિરૂદ્ધ એવા બે ભાવની પરસ્પર સ્પર્ધા તે ભાવસંધિ અને તે જ્યાં બીજાનું અંગ હોય ત્યાં ભાવસંધિઅલંકાર. લક્ષણ

"ક્ષણમાત્ર પણ ભાવી વિરહને સહન ન કરી શકતી એવી ચંચળ નેત્રવાળીને જોતાં, તારા કપાળની એક બાજુ સ્પષ્ટ જણાતા, પીછાવાળા મદનના ભાથા પેઠે અને પ્રૌઢ એવો રણનો આડંબર સાંભળતાં જ, કપાળની બીજી બાજુ વિજયવતે બાંધેલી મંગલપાલિકાની પેઠે થઇ." ઉદાહરણ

એ ઉદાહરણમાં રમણી ઉપર પ્રેમ અને રણમાં ઔત્સુકય એ બે વિરૂદ્ધ ભાવની પરસ્પર સ્પર્ધા થવાથી ભાવસંધિ તે પ્રભુ વિષયક રતિભાવનો અંગ થયો, તેથી ભાવસંધિ અલંકાર.

---

એ ઉદાહરણમા ઇંદ્રિયની તૃપ્તિવડે ઇંદ્રિયજન્ય પ્રત્ય
નું વર્ણન થયુ, તેથી એ પ્રત્યક્ષાલંકાર

---

## ९ अनुमानालंकार.

"રામ—હે લક્ષ્મણ! ઝાડ નીચે ચાલ, કારણ કે સૂર્ય તપે છે ઉદાહરણ

લક્ષ્મણ—હે રામચન્દ્ર! રાત્રીની વેળાએ સૂર્ય કેવો આ તો ચન્દ્ર ઉદય પામે છે

રામ—હે વત્સ! તેં એ કેમ જાણ્યુ?

લક્ષ્મણ—એ મૃગને ધારણ કરી રહ્યો છે તેથી.

રામ—હે પ્રિયે! હે મૃગનયને! હે ચન્દ્રાનને! હે જાનકી! તું કયા છે?"

એ ઉદાહરણમા "આ ચન્દ્ર છે' એ પ્રતિજ્ઞાવાકય અને 'મૃગને ધારણ કરી રહ્યો છે તેથી" એ હેતુવાકય છે. જ્યાં હેતુવડે પ્રતિજ્ઞાની સિદ્ધિ થાય, ત્યાં અનુમાન તે એમા છે તેથી એ અનુમાનાલંકાર

---

## १० उपमानालंकार.

'હે સુકુમારી! ખગોળમા જે તારાઓની માડણી શકટાકારે રહેલી છે તે રોહિણી એમ તું જાણજે" ઉદાહરણ.

એ ઉદાહરણમા ભૂતકાળમા કહેલા "શકટાકારે રહેની માડણી" ઇત્યાદિ વચનના અર્થનું જે જ્ઞાન તે ઉપમાન અને તેવડે ...લુ રોહિણી સબધી જે જ્ઞાન તે ઉપમિતિ ... અલંકારઉપમાનવડે જ્યા ઉપમિતિનું જ્ઞાન થ જાણવો

## ૧૩. अनुपलब्धि अलंकार.

ઉદાહરણ "હે સુકુમારી! તર્ક કરતા છતાં પણ લોકો કટિગમ્ય ભાગ જોડાયલો છે એમ ન દેખતાં એ લાગેલું જે મધ્ય તે છે જ નહીં, એમ સ્પષ્ટ નિશ્ચય કરે છે; ત્યારે બે કુચરૂપી પર્વતની જોડી જે વિના આધારે રહેલી છે તે તો કામદેવની ઈંદ્રજાળ છે એમ અમે માનિયે છિયે."

એ ઉદાહરણમાં પણો તર્ક કરતાં પણ કટિમધ્યની અપ્રાપ્તિ વર્ણવવામાં આવી, તેથી અનુપલબ્ધિ અલંકાર.

---

## ૧૪. संभवालंकार.

ઉદાહરણ "ગૃહવાસી–ભાઈ પથિક, ક્યાંથી આવ્યા?
પથિક–શહેરમાંથી
ગૃહવાસી–કાંઈ નવી જુની?
પથિક–હા.
ગૃહવાસી–ત્યારે કહેો.

એ ઉદાહરણમાં નહિ સંભવવાને યોગ્ય તેને પણ સંભવ વર્ણવવામાં આવ્યો, તેથી સંભવાલંકાર.

---

## ૧૯. ઐતિહ્યાલંકાર.

"જીવતાં માણુસ સો વરસે પણ સુખ દેખે છે, ઉદાહર
એ લોકની વાત મને મંગળકારી ભાસે છે."

એ ઉદાહરણમાં જીવતો માણુસ સો વરસે સુખ દેખે છે એ વાત ખરી, પરંતુ તેનો પ્રથમ વક્તા કોણ તે ન જણાયો, તેથી ઐતિહ્યપ્રમાણાલંકાર.

દોહરા.

ગિરાભરણ લક્ષણ અને, લક્ષ્યસહિત નિરધાર;
વર્ણ્યા શતપર ત્રય અધિક, બુધજન લેજે સાર. ૧
સંસ્કૃત વ્રજભાષાલિપે, કવિજન થયા અનેક;
ભાષાભૂષણ ભેદ સહુ, દરશાવ્યા સવિવેક. ૨
પ્રગટ રચ્યો આ ગ્રંથ છે, તેજ ગ્રથ અનુસાર;
નહિ કપોલકલ્પિત કહીં, કથન કર્યું નિરધાર. ૩
પંડિતજન પદ પ્રેમથી, વંદન કરૂ આ વાર;
દાસ ગણી નિજ દોષ મુજ, જોશો નહીં લગાર. ૪



# कोश.

---:o:---

**અપકર્ષ**, ઉતરતાપણું.
**અર્ક**, સૂર્ય.
**અનુલેપન**, ચોપડવું.
**અવર્ણનીય**, ધાર્યું ન હોય તે જેનું વર્ણન કરવાનું.
**અનુવાદન**, ફરી કહેવું.
**અપ્રકૃત**, ચાલતાં પ્રકરણને લગતું નહિ તે, અપ્રસ્તુત.
**આધેય**, કોઇને આધારે રહેલી વસ્તુ તે.
**ઉપમાન**, જેની ઉપમા આપિયે તે.
**ઉપમેય**, જેને ઉપમા આપિયે તે.
**ઉત્કર્ષ**, ચઢતાપણુ
**ઉન્નત**, ઉંચું.
**ઉત્તરોત્તર**, એક પછી એક.
**ઐક્ય**, એકપણું.
**કરુણાંબુદ**, દયાનો મેઘ.
**કર**, કિરણ, હાથ.
**કુસુમશર**, કામદેવ-બાણ
**કૃપાણ**, તરવાર.
**કોશ**, મ્યાન, ધનભંડાર.
**ખંજન**, પક્ષી.
**ગોપન**, છુપાવવું.
**ઘટિયંત્ર**, ઘટમાળ.
**ચક્રવાકી**, ચકવી.
**જીવન**, ધન, પાણી.
**તરંગ**, મોજાં.
**તત્સદૃશ**, તેના સરખી.
**તૂલ**, રુ.
**દાનાર્થી**, હાથીને મદ ઝરે છે તેની ઇચ્છા રાખનારા.
**દિગંત**, દિશાનો છેડો.
**ધવલતા**, ધોળાપણું.
**ધર્મ**, ઉપમાન અને ઉપમેયમાં સમાન ગુણ વગેરે હોય તે.
**નગરનિવાસી**, શહેરનો રહેનાર.
**નર્તકી**, નાચનારી.
**નૂતન**, નવા.
**પદ**, શબ્દ.
**પલ્લવ**, પાનડાં.
**પદાઘાત**, પગનું ઠોકાવવું.
**પથિક**, મુસાફર.
**પરાશય**, પારકાનો અભિપ્રાય.
**પયોધર**, થાન, સ્તન.
**પુષ્પોદ્‌ગમ**, ફુલ આવવાં તે.
**પ્રસ્તુત**, જેનું વર્ણન કરવાનું હાથ ધર્યું હોય તે, પ્રકૃત.
**પ્રક્ષાલન**, ધોવું.
**પ્રતિપક્ષી**, સામાવાળો. [પ્રસ્તુત.
**પ્રકૃત**, ચાલતાં પ્રકરણને લગતું,

| | |
|---|---|
| ૨૯ પર્યાયોક્તિ | Periphrasis |
| ૩૦ વ્યાજસ્તુતિ | Artful Praise. |
| ૩૧ વ્યાજનિન્દા | Artful Blame. |
| ૩૨ આક્ષેપ | The Hint |
| ૩૩ વિરોધાભાસ | Apparent Contradiction |
| ૩૪ વિભાવના. | Peculiar Causation |
| ૩૫ વિશેષોક્તિ | Peculiar Allegation |
| ૩૬ અસંભવ. | The Unlikely |
| ૩૭ અસંગતિ | Dis-connection |
| ૩૮ વિષમ. | Incongruity |
| ૩૯ સમ | The Equal |
| ૪૦ વિચિત્ર | The Strange |
| ૪૧ અધિક | The Exceeding |
| ૪૨ અલ્પ. | The Less |
| ૪૩ અન્યોન્ય | The Reciprocal |
| ૪૪ વિશેષ | The Extra ordinary |
| ૪૫ વ્યાઘાત | Frustration |
| ૪૬ કારણમાળા | The Garland of Causes |
| ૪૭ એકાવલિ | The Necklace |
| ૪૮ માળાદીપક | The Serial Illuminator |
| ૪૯ સાર | The Climax. |
| ૫૦ યથાસંખ્ય | Relative Order. |
| ૫૧ પર્યાય | The Sequence |
| ૫૨ પરિવૃત્તિ. | The Return |
| ૫૩ પરિસંખ્યા. | Special Mention |
| ૫૪ વિકલ્પ | The Alternative |
| ૫૫ સમુચ્ચય. | The Conjunction. |
| ૫૬ કારકદીપક | The Case Illuminator |
| ૫૭ સમાધિ | The Convenience |
| ૫૮ પ્રત્યનીક | The Rivalry |
| ૫૯ કાવ્યાર્થાપત્તિ. | The Necessary Conclusion |

| | |
|---|---|
| ૬૦ કાવ્યલિંગ. | Poetical Reason. |
| ૬૧ અર્થાંતરન્યાસ. | Transition. |
| ૬૨ વિકસ્વર. | Expansion. |
| ૬૩ પ્રૌઢોક્તિ. | Bold Assertion. |
| ૬૪ સંભાવના. | The Supposition. |
| ૬૫ મિથ્યાધ્યવસિતિ | The False Supposition. |
| ૬૬ લલિત. | The Gravful. |
| ૬૭ પ્રહર્ષણ. | The Successful. |
| ૬૮ વિષાદ. | The Dis-appointment. |
| ૬૯ ઉલ્લાસ. | Sympathetic Result. |
| ૭૦ અવજ્ઞા. | Indifference. |
| ૭૧ અનુજ્ઞા. | Acceptance. |
| ૭૨ લેશ. | The Unexpected Result. |
| ૭૩ મુદ્રા. | Indirect Designation. |
| ૭૪ રત્નાવલી. | The String of Jewels. |
| ૭૫ તદ્ગુણ. | The Borrower. |
| ૭૬ પર્વરૂપ. | The Reversion. |
| ૭૭ અતદ્ગુણ. | The Non-borrower. |
| ૭૮ અનુગુણ | The Enhancer. |
| ૭૯ મિલિત. | The Lost. |
| ૮૦ સામાન્ય. | The Sameness. |
| ૮૧ ઉન્મિલિત | The Dis-covered. |
| ૮૨ વિચિત્ર. | The Manifold. |
| ૮૩ સૂક્ષ્મ. | The Subtle. |
| ૮૪ પિહિત. | The Concealed. |
| ૮૫ વ્યાજોક્તિ. | The Dissembler. |
| ૮૬ ગૂઢોક્તિ. | The Hidden Speech. |
| ૮૭ યુક્તિ. | The Artifice. |
| ૮૮ લોકોક્તિ. | The Idiom. |
| ૮૯ છેકોક્તિ. | Ambiguous Speech. |
| ૯૦ વક્રોક્તિ. | Crooked Speech. |

| | |
|---|---|
| ૯૧ સ્વભાવોક્તિ | The Description of Nature |
| ૯૨ ભાવિક | Vivid Description |
| ૯૩ ઉદાત્ત | The Exalted |
| ૯૪ અત્યુક્તિ | Exaggeration |
| ૯૫ નિરુક્તિ | Derivative Meaning |
| ૯૬ પ્રતિષેધ | Negation of Meaning |
| ૯૭ વિધિ | Corroboration of Meaning |
| ૯૮ હેતુ | The Cause |
| ૯૯ શબ્દાલંકાર | Verble Ornaments |
| ૧૦૦ અર્થાલંકાર | Ornaments of Sense |

ડા. ગ્રીયરસને, મહારાજ જસવંતસિંહકૃત ભાષાભૂષણ નામના વ્રજભાષાના ગ્રંથના ભાષાંતરમાં ઉપલા અલંકારોને માટે જે અંગ્રેજી શબ્દો આપેલા છે, તે પ્રમાણે અહીં આપવામાં આવેલા છે, તે સંસ્કૃત અલંકારોના અંગ્રેજી શબ્દો જાણવાની ઇચ્છા રાખનારાઓને ઉપયોગી થઈ પડશે એવી આશા છે



# "ગુજરાતી" પ્રેસમાં વેચાતાં પુસ્તકો.

| નામ | રૂ આ પૈ |
|---|---|
| ૧ **નીતિસુધાતરંગિણી**–કવિ સવિતાનારાયણ આ પુસ્તક હિંદુસ્તાની ગ્રંથનું ભાષાંતર છે ઉત્તર હિંદુસ્તાનમાં એની પાંચ આવૃત્તિ થયલી છે નીતિના સંબંધમાં એમાં જૂદી જૂદી સરસ વાર્તાઓ આપેલી છે બાળ વૃદ્ધ, સ્ત્રી પુરુષોના હાથમાં એ શણગારરૂપ થઈ પડે એવો ગ્રંથ છે એમાંથી નીતિ સાથે ધર્મના એવા સુક્ષ્મ તત્વો જાણવામાં આવે છે કે, જેવા બીજા ગ્રંથમાંથી ભાગ્યેજ મળી શકે . | ૧– ૦–૦ |
| ૨ **નર્મ કવિતા**–ગુજરાતના સુપ્રસિદ્ધ કવિ નર્મદાશંકર લાલશંકરની સર્વે કવિતાનો સંગ્રહ. વીર, શૃંગાર હાસ્ય કરુણ શાંતાદિ સર્વ રસથી ભરપૂર ગ્રંથમાં કવિની છપાયલીને ન છપાયલી સર્વે કવિતાનો સમાવેશ કીધો છે | ૭ ૦ ૦ |
| ૩ **બૃહત્ કાવ્યદોહન ભાગ ૨ જો** (૨ જી આવૃત્તિ)– એમાં ભક્ત કવિ નરસિંહ મહેતાની ચાતુરી, દાણલીલા શૃંગારમાળા વસંત વિલાસ હીંડોળા, દાણલીલા તુલસીકૃત મોટુ ધ્રુવાખ્યાન પ્રેમાનંદકૃત ચંદ્રહાસાખ્યાન અભિમન્યુ આખ્યાન મદાલસા વામનચરિત્ર વિવેકવણઝારા નરસિંહ મહેતાની હુંડી અખાકૃત અખેગીતા અનુભવ બિંદુ કૈવલ્યગીતા સામળભટ્ટકૃત ઉદ્યમકર્મ સંવાદ, પદ્માવતી ભદ્રાભામની સામળ રત્નમાળા નિષ્કુળાનંદકૃત ધીરજાખ્યાન મુક્તાનંદકૃત સતી ગીતા (સ્ત્રીઓના સર્વોત્તમ ધર્મ ને સતી સ્ત્રીઓના ચરિત્ર) ભાલણ ત કૃષ્ણની અનેક પ્રકારની લીલાના અનેક રાગમાં ગવાતા પદો વલ્લભભટ્ટના આનંદના મહાકાળીના બાણુ સુગના અબાજીના ને શણગારના ગરબા દ્વારકા ભજનના પદો પ્રીતમદાસના વેદાંત તથા ભક્તિ શૃંગારના પદો ને માનો રાઠોડજી દિવાનનો ચરી પાઠ ધીરાભક્તની જ્ઞાનગરીબી રા[illegible] [illegible]ના રા[illegible]ના પદો | |

| નામ. | રૂ. આ. પૈ. |
|---|---|
| અર્જુનગીતા, રામકૃષ્ણના કૃષ્ણલીલાના ૧૧૧ પદો, બ્રહ્માનંદના કૃષ્ણકીર્તન તથા જ્ઞાનના પદો. ગોવિંદરામના આખ્યાનો ને મીરાંબાઈના નહીં છપાયલા પદો તથા જૈન કવિયોના કાવ્યો છે. નરસિંહ મહેતાનું સુરસ ચરિત્ર પ્રારંભમાં છે | ૨- ૮-૦ |
| ૪ બૃહત્ કાવ્યદોહન, ભાગ ૩ જો—નરસિંહ મહેતાના ચાતુરી છત્રીસી—ગોવિંદગમન, સામળભટ્ટનો વિવાદ. પ્રેમાનંદના—સુધન્વા આખ્યાન, રણયજ્ઞ, લક્ષ્મણાહરણ. ભ્રમરપચીસી. અખો ભક્ત—ચિત્તવિચાર સંવાદ, પંચીકરણ, ગુરુશિષ્ય સંવાદ. સામળભટ્ટ—વિદ્યાવિલાસિનીની પાનની ને રૂપાવતીની વાર્તા. હરીરામ—સીતાસ્વયંવર. ગોપાળદાસ—ગોપાળ ગીતા. રત્નેશ્વર—આત્મવિચાર ચંદ્રોદય (વેદાંતનો ઉત્તમ ગ્રંથ). પ્રેમાનંદ સ્વામી—તુળસી વિવાહ, (લગ્નવિવાહાદિ પ્રસંગે સ્ત્રીઓ ગાઈ શકે તેવા પદોમાં) બાલકૃષ્ણના કૃષ્ણલીલાના નવીન પદો, રાસલીલા, નંદકૃષ્ણ સંવાદ. પ્રીતમદાસના કાવ્ય ને પદો. રઘુનાથદાસના વસંતના પદો. મુક્તાનંદના શૃંગારના પદો. બ્રહ્માનંદના શૃંગાર, જ્ઞાનભક્તિના પદો. મનોહર મુન્ય ધીરાના પદો. હરિભટની દશમલીલા. બાપુ સાહેબના પદો. શિવાનંદ—શિવભક્તિની આરતી ને પદો—વસંતના પદો સહિત. વાસુદેવભક્ત—રાધિકાના રૂસણાની ચાતુરી. રામકૃષ્ણ—નંદનંદનના પ્રેમપદ. ગોવિંદદાસ—રાધોદ્ધાર ને સતભામાનું રૂસણું તથા જૈન કવિના કાવ્ય (બીજી આવૃત્તિ) | ૨- ૮-૦ |
| ૫ દયારામકૃત કાવ્યસંગ્રહ કવિ નર્મદાશંકરે ૧૦ વર્ષ પર જે દયારામકૃત છપાવ્યું હતું તેની આ પાંચમી આવૃત્તિ છે. નામ સાથના ટીકાના પાઠ પુરા છે. વધારામાં સતસૈયા, જે કાવ્ય શાસ્ત્રનો અભ્યાસ કરનારાઓને ઘણા ઉપયોગી છે, તેની સરળ ટીકા આપી છે | ૧- / ० |
| ૬ નભુવાણી—પ્રાસાદિક કાવ્ય નડિયાદવાસી કવિભક્ત નભુલાલ ઘાનતરાય સાંડેસરા નામક કવિના | |

## "ગુજરાતી" પ્રેસમાં વેચાતાં પુસ્તકો.

| નામ. | રૂ. આ. પા. |
|---|---|
| ૧૭ **ઔરંગઝેબ**–મોગલાઇનો ચઢતો અસ્ત ને મરાઠા તથા શીખ રાજ્યની સ્થાપના... ... ... ... ... | ૧- ૪- |
| ૧૮ **વિક્રમોર્વશીય નાટક**–મહાકવિ કાલિદાસકૃત, ગુજરાતીમાં ભાષાંતર કરનાર રા. કિલાભાઇ ઘનશ્યામ ભટ્ટ. *કોલેજના વિદ્યાર્થીઓને ઉપયોગી થાય તેવા હેતુથી આ* ભાષાંતર તૈયાર કરવામાં આવ્યું છે. મૂળ નાટકપર વિસ્તારવાળી ટીકા આપવામાં આવી છે અને ભાષાંતર શબ્દે શબ્દનું છતાં સાધારણ વાંચનારને પણ પૂરતો આનંદ આપે તેવું થયુ છે. મહા કવિ કાલિદાસનું જીવનવૃત્ત ગુજરાતી ભાષામાં ન છપાયલું એવું વિસ્તારવાળું ને છેલ્લામાં છેલ્લી શોધને અનુસરી આપવામાં આવ્યુ છે.... ... ... ... ... ... ... | ૧-૧૨-૦ |
| ૧૯ **બાલકૃષ્ણ વિજય**–નાટક ( કવિ નર્મદાશંકર ) ... | ૦- ૮-૦ |
| ૨૦ **દયારામ અને હાફેઝ**–નિબંધ. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી એમ. એ. એલએલ. બી. કૃત. ... | ૦- ૪-૦ |
| ૨૧ **ભાઈશંકર ગ્રન્થમાળા**–આ ગ્રન્થમાળામાં પાંચ નાના ગ્રન્થોનો સમાવેશ કરવામા આવ્યો છે. ૧ સંસાર દુ:ખદર્શક નાટક—આમાં હિન્દુ સંસારનું ચિત્ર ઘણી અસરકારક રીતે ચીતરેલું છે. સ્ત્રીઓને આ ભાગ ઘણોજ વાંચવા લાયક છે. ૨ કામનાથ રૂપસુંદરી–સ્ત્રીએ પાતિવ્રત્ય પાળવાનો ધર્મ ઘણો જ અસરકારક રીતે દર્શાવ્યો છે ૩ સુદામા નાટક–મિત્રોની પરીક્ષા કેવી રીતે થાય છે તેનો ચિતાર આપ્યો છે. ૪ શિવલક્ષ્મી અને દીપચંદ્રશા.—આપણામાં ભિન્ન વ્યવહારવાળી જ્ઞાતિ સાથે કન્યા વ્યવહાર કરવો એ ઘણોજ ઉત્તમ માર્ગ છે તે દર્શાવ્યું છે. ૫ રમા રતિભાવ નાટક વળી આમાં કવિતાના સર્વ અલંકારો વિષે પૂર્ણ રીતે વિવેચન કરવામાં આવ્યું છે તથા ગ્રંથ કર્તાની પ્રથમના ભાગમાં છબી તથા રા રા. કીલાભાઇ ઘનશ્યામ ભટ્ટ તરફથી ગ્રંથ કર્તાનું જીવન ચરિત્ર આપ્યુ છે... ... | ૩- ૦-૦ |